# આવતું પુસ્તક વી. પી.

અમારા કદરદાન ઘરાકોને નમ્રતાઇ પૂર્વક અરજ કરવાની કે માળાના નિયમ અનુસાર છેલ્લું પુસ્તક આવતા વર્ષના લવાજમ માટે વી. પી. થી રવાના કરવામાં આવશે. જેમની ઇચ્છા ઘરાક તરીકે ચાલુ રહેવાની ન હોય, તેમણે આ પુસ્તક મળતાં અમને આઠ દિવસમાં ખબર આપવી. તેમ કરેથી છેલ્લું પુસ્તક બુક પોષ્ટથી રવાના કરવામાં આવશે. અમને ખબર ન આપશે તે બધા ગ્રાહકો ઉપર પુસ્તક વી. પી. થી મોકલશું. વી. પી. રિફયુઝ કરી આશ્રમને નુકસાન કરનાર તે પુસ્તક ઉપરનો હક ગુમાવશે તે ધ્યાનમાં રાખવુ.

લી૦ સેવક.

અંબાઇદાસ બાબરભાઇ પટેલ.

મેનેજર.

શ્રી સાહિત્યકુંજ ગ્રંથમાળાનું પાંચમું પુસ્તક.

# દેશબંધુ દાસ.

લખનાર:-
વેણીલાલ રંગીલદાસ પટેલ.
તે સનત્કુમાર, પૂર્ણિમા, હૃદયેશ્વરી ઈ. ના લેખક.
મલાડ.

તંત્રી:-
વી. પટેલ.

પ્રકાશક:-
અંબાઈદાસ બાબરભાઈ પટેલ.
સાહિત્યકુંજ ગ્રંથમાળા આશ્રમ.
રામોલ વાયા નડીઆદ.

છુટક મૂલ્ય ૦-૧૨-૦ વાર્ષિક ફાળે ૦-૬-૦

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.
ઠે. પાંચકુવા-અમદાવાદ.

# આવતા વર્ષના પુસ્તકો.

૧. **ધીરજનાં કાવ્યો**—ગુજરાતના સુપ્રસિદ્ધ લેખક અને મુસલમાન, પારસી, હિંદુ વાચકોના પ્રિય થઈ પડેલ કવિ ધીરજનાં કાવ્યોનો સંગ્રહ. કવિ ધીરજની શાંત ગંભીર કલમથી ઉતરેલા મીઠા કાવ્યો તેમના જીવનચરિત્રો, લેખો, અને વાર્તાના સંગ્રહની પેઠે લોકાદરને પાત્ર નીવડશે એમ એક વિદ્વાનનો અભિપ્રાય છે.

૨. **મહમદ પેગમ્બર**—હિંદુ મુસલમાન એકતાના આ યુગમાં પ્રત્યેક હિંદુની ફરજ છે કે તે મુસલમાનના ધર્મ અને સિદ્ધાંત જાણી લે તે અગત્યનું છે. આ હેતુ પ્રતિ સમક્ષ રાખીને અમે તેમના પેગમ્બરનું જીવન તૈયાર કરાવ્યું છે. દરેક હિંદુ ગૃહસ્થ આ પુસ્તક વાંચ્યા વગર નહિજ રહે। પોતાના પેગમ્બર; જીવનચરિત્ર દરેક સાચા ઇસ્લામીના ઘરમાં હોવુંજ જોઇએ.

૩. **ડીટેક્ટીવ કથાકુંજ**—ડિટેક્ટીવ સાહિત્યની ટુંકી ટુંકી ઉત્તમ વાર્તાઓનો એક અમુલ્ય સંગ્રહ. વાર્તાઓની પસંદગી એક એકથી સરસ, ભેદભરમ અને કારસ્થાનો રજુ કરતી કદી ભેજામાં ન ઉતરે તેવી અદ્ભુત વાર્તાઓ. વાંચવા લીધી કે પુરૂ કર્યા વિના તેમને ખાવા પીવાનું કે સુવાનું નહિજ ગમે.

# હૃદયેશ્વરી.

પુર્વના લોક તરફ પશ્ચિમના લોકત્વા ભાવથી જુએ છે તેનો આ બેહુબ ચિતાર વિલાયતી વિલાસમાં ફસેલાઓને ખાસ વાંચવા લાયક.

ગુજરાતી નવલ કથા ઓતો ઘણી બહાર પડે છે. પણ આવી જાતની નવલ કથા તો કોઇકજ હોય છે એમ તમે જરૂર કહેશો. આ નવલ કથામાં વિશેષતા શી છે ?

પશ્ચિમની સ્ત્રી સ્વતંત્રતા, સમાનતા, સ્નેહલગ્ન વગેરે સુધારાઓના મિથ્યા આડંબરનું દિગ્દર્શન.

પૂર્વ અને પશ્ચિમ સંસારની એક મીઠી હૃદય સ્પર્શી નવલકથા

" જે કોઇ પ્રેમ અંશ અવતરે
પ્રેમ રસ તેના ઉરમા ઠરે. "
આ નવલ કથા પ્રેમ પંથે નવિન પ્રકાશ પાડે છે ! ! !

તમારી પ્રિયતમા હૃદયેશ્વરીના દર્શન કરાવનાર પ્રેમ પંથના પ્રવાસી નવલકથા.

શું પસંદ કરશો ? ટુંકું અને મીઠું જીવન કે—
લાંબું રગસીઆ જીવન ?
આ પ્રશ્નનનો ઉકેલ આ નવલકથા બહુ અચ્છી રીતે રજુ કરે છે.

# પ્રફુલ્લ નાટક.

લેખકઃ—ગિરિશચંદ્ર ઘોષ.

ઉજ્જવલ
અને સજીવ
સામાજીક નાટક.

કુસંપ, સ્વાર્થ,
ઇર્ષા, દ્વેષ, માન-
મત્સર, દુર્વ્યશન કે।
રટ દરબાર વિગ-
રેથી સંસાર
નર્ક સમાન
બની ગયો છે,

તેનો અચ્છો
ચિતાર.

આ નાટકે બંગા-
ળાની સામાજીક દુ-
ર્દશા દુર કરવામાં
તેમજ દુર્વ્યશનોમા
સપડાએલા સેંકડો
કુટુંબોનો ઉદ્ધાર કર-
વામાં આગેવાની ભ-
ર્યો ભાગ ભજવ્યો
છે. ઉચ્ચ ભાવે પણ
પવિત્ર અને શિક્ષા-
પ્રદ છે, સ્ત્રી-પુરૂષ,
બાલબચ્ચાં નિઃસં-
કોચપણે વાંચી
શકે છે.

પ્રેમની ભાવના
જાગૃત કરવા
ઇચ્છા હોય,

ગૃહદેવીઓને
સાચી દેવી જોવી
હોય,

બાલબચ્ચાં ઉદાર
ઉન્નત અને દુ-
ર્વ્યશનથી
મુક્ત
તેમજ ગૃહ
કુટુંબને સ્વર્ગ
માં ફેરવી નાંખવા
માગતા હો,
તો

આ નાટક જરૂર
વાંચો !

# સમર્પણ.

આયુર્વેદ ઉદ્ધારક.

શ્રીમાન્ રસવૈદ્ય જીવરામ કાલીદાસ, મેનેજર
રસશાળા ઔષધાશ્રમ ગાંડલ,—કાઠીઆવાડ.

ભારતના નષ્ટ પ્રાય થયેલા આયુર્વેદના ઉદ્ધાર માટે સતત્ પ્રયાસો, પ્રાચિન રસાયન શાસ્ત્રો અને તેના ગુપ્ત રહસ્યો જે વંશ પરંપરાથી ચાલ્યાં આવતાં વચમા ખંડિત કેમ થયા, ખંડિત શાસ્ત્રોમાં ગુઢભાવે રહેલા અ-સંખ્ય પ્રયોગો, તેને નવજીવન આપવાને આપની અલૌકિક પ્રેરણા, તેમજ "પારદા જેવા મહત્વના વિષય પર ૧૮ સંસ્કારો કરવાને આપનો ભગિ-રથી પ્રયત્ન" એવા આપે આયુ-ર્વેદ ઉદ્ધાર માટે યોજેલા પ્ર-યાસો પ્રતિ આકર્ષાઈ આ વિસ્તૃત ચારિત્ર "દેશ-બંધુ દાસ" આપ શ્રીમાન્ની સેવામાં સમર્પણ કરૂં છું.

હું છું આપનો નમ્ર સેવક,
અંબાઈદાસ બી. પટેલ—રમોલકર.
મેનેજર, સાહિત્યકુંજ ગ્રંથમાળા આશ્રમ.

# રસશાળા ઔષધાશ્રમ ગાંડલ

અને

## રાજવૈદ્ય જીવરામ કાલીદાસનું સ્તુત્ય પગલું.

અમારી ગ્રંથમાળાના વાંચકો વાંચી ખુશી થશે કે, શ્રીમાન્ વૈદ્યરાજ જીવરામભાઇ તરફથી રસશાળા ઔષધાશ્રમ નામની સંસ્થા કાઠીઆવાડના ગાંડલમાં આજકાલ ઘણા વરસોથી ચાલી આવે છે. આ સંસ્થાએ આયુર્વેદના ઉદ્ધાર માટે અત્યાર સુધીમાં સતત પ્રયાસો કર્યા છે.

વૈદ્યરાજ જીવરામભાઇએ શરૂ કરવા ધારેલા કાર્યોની ઉપયોગિતા એ છે જે, આપણા પ્રાચીન રસાયનશાસ્ત્રો અને તેના ગુપ્ત રહસ્યાત્મક, ગુરૂકીલીવાળા અને શિષ્ય પરંપરાથી ચાલ્યા આવતા છતાં વચમાં તે પરંપરા ખંડિત થતાં શાસ્ત્રોમાં ગૂઢભાવે રહેલા અસંખ્ય પ્રયોગો સંબંધી શોધખોળ, આર્યોનું અલૌકિક રસાયન શાસ્ત્રપ્રયોગ સિદ્ધ થયે જગત્ નવું દિવ્યજ્ઞાન મેળવશે અને તેનો લાભ અખિલ વિશ્વને મળી શકશે વિગેરે.

આ પ્રયોગોમાં પારદના ૧૮ સંસ્કારો કરવાનો તેઓનો સતત પ્રયાસ છે. આયુર્વેદ પ્રવૃત્તકોએ શાસ્ત્રોમાં એમ દર્શાવ્યું છે કે પારદના ૧૮ સંસ્કારો યોગી પુરૂષનેજ સાધ્ય થઇ શકે છતાંયે તેઓની અલૌકિક શક્તિ અને સ્વહિંમતથી આ કાર્યના માટે રસશાળામાંજ શરૂઆત કરી છે. પ્રભુ આ કાર્યમાં તેમને સફળતા મેળવો. આયુર્વેદમાં

"પારદ" શું શું કાર્ય કરે છે તે બદલ પારદના ૧૮ સંસ્કારોનો પ્રયોગ સિદ્ધ થશે એટલે તેનો દિવ્ય સંદેશો અખિલ ભારત વરસ ઉપરાંત દુનિયાના ચારે ખંડોમાં વિજળીની માફક ફેંકાશે અને આખુ વિશ્વ પારદના ૧૮ સંસ્કારોની ચમત્કારીક અદ્ભુત કૃતિ પ્રતિપાદન કરશે.

આવાં મહાન્ કાર્યો કરવાને બહુજ ઉંચા ફંડની આવશ્યક્તા છે અને તેના માટે વૈદ્યરાજો હિંદુભાઇઓ વૈદ્યરાજો, શ્રીમંતો આર્ય-ભૂપાળો અને વર્તમાનપત્રો તેઓશ્રીની દલીલ પ્રતિદુર્લક્ષ નહિ આ-પતાં તે કાર્ય પોતાનું જાણી આર્થિક સ્હાય માટે ફંડની જોગવાઇ કરવાને પોતાના વરદ હસ્તને અવશ્ય લંબાવશેજ એવી અપીલ જાહેરમાં મૂકી છે.

શરૂઆતમાં ધારેલી યોજના નષ્ટપ્રાય નહિ થાય તે માટે કેટલાક વિદ્વાન પ્રતિસ્ટીત ગ્રહસ્થોની એક કમીટી નીમી શ્રીમંત ગાંડલ નરેસની પરવાનગીથી તેઓએ આયુર્વેદ ઉદ્ધારક **ઇનામી** ફંડની યોજના યોજી છે. પરમાર્થમાં સ્વાર્થ રહેલો છે એમ સમજનાર આર્યભ્રાતા-ઓએ રસશાળા ઔષધાશ્રમ ગાંડલ કાઠીઆવાડપર લખી ઇનામી ટીકીટની એક બુક મંગાવી લેવાને બીલકુલ નહિ ચૂકતું તેમ આવા લોકપયોગી કાર્યમાં પોતાની સેવાનો બદલો વાળી આપવાને અમારી મજબુત ભલામણુ છે.

પ્રથમ એક લાખ રૂપીઆની કેપીટલના ઇનામોનું ડ્રોઇંગ થઇ ગયું. હવે બીજા બે લાખ રૂપીઆનું ફંડ કાઢયું છે તેમાં અમુક રકમ આયુર્વેદ ઉદ્ધારક ફંડ ખાતે આપી બાકીની રકમ કમિશન અને ખર્ચ કાપી ગાંડલની પ્રજા સમક્ષ તે રકમના ઇનામો અપાય છે. પ્રથમ ડ્રોઇંગ અમારી રૂબરૂજ થયેલું તે એવી સરસ રીતે થયું છે કે,

અદ્યાપિ સુધી સટ્ટા સોરટી અને લોટરીમાં ભાગ્યેજ તેના વ્યવસ્થાપકોએ આપ્યું હશે.

રસશાળા ઔષધાશ્રમને શરણે ગયેલો કોઇ દરદી નાશીપાશ થવાનુ અમારી જાણમાં નથી. વૈદ્યરાજ પોતાની જાતેજ દવાશાળાનું કામ કરે છે, ગરીબોને મફત દવા અપાય છે દેશી વૈદ્યોને ઉત્તેજન સત્વરે કેમ મળે તેના સતત પ્રયાસોની પ્રેરણા વૈદ્યરાજને હરનિશ પ્રેરાય છે.

"**પારદ**" આ નામનું અતિ ઉપયોગી વૈદ્યક માસિક વૈદ્યરાજ જીવરામભાઇ તરફથી પ્રકટ થાય છે. હવેથી પારદ માસિક સર્વને વિના મૂલ્યે આપવાને વૈદ્યરાજે જાહેર કરેલું છે. આ વૈદ્યક માસિકમાં વૈદકના એવા સરસ વિષયો લખાય છે કે જો બાર માસના બાર અંકો રાખી સૂચનાનુસાર દેશી દવાઓ બનાવી ઉપયોગમાં લેવાય તો એક વરસમાં તો ડોકટરોની મુલાકાત કરવાની આપણને જરૂર પડે નહિ. વૈદ્યરાજના આ પ્રયાસથી અમો તેમને ધન્યવાદ આપીએ તેટલો ઓછોજ છે.

વૈદ્યરાજ જીવરામભાઇએ યોજેલા ભગિરિથી પ્રયત્નમાં જગત્-પિતા પોતાની કૃપાદષ્ટિ ફેંકો અને ભારતના નષ્ટપ્રાય થયેલા આયુર્વેદ-નો પુનઃઉદ્ધાર કરી ચરક, સુશ્રુત, અને ધન્વન્તરી જેવા વૈદ્યકના પરમ બુદ્ધિશાળી તત્વવેત્તાઓ તે દ્વારા બનો એટલું ઇચ્છી આ લેખની સમાપ્તી કરી વિરામીશું. इत्योम्.

**રામોલ—ગુજરાત.**

તા. ૩૦—૮—૨૨

લીઃ રસશાળાનો નમ્ર સેવક,
અંબાઇદાસ બી. પટેલ રામોલકર
મેનેજર સાહિત્યકુંજ ગ્રંથમાળા આશ્રમ

# પ્રકાશકનું નિવેદન.

પૂર્ણિમા ગ્રાહકોને રવાના કર્યા પછી તેમના તરફથી તેમજ અમારા અનેક વાંચનારા તરફથી સંતોષના તેમજ વખાણના ઢગલાબંધ કાગળો આવવા લાગ્યા તેમજ તેના લેખકને અને આ માળાના માનદ તંત્રી શ્રી. પટેલને અભિનંદન આપનારા સદેશ પણ મળ્યા. ગુજરાતના જે જે માસિક તેમજ વર્તમાન પત્રોમાં તેને માટે અભિપ્રાય આપ્યો છે તેમણે મુક્ત કંઠે પુસ્તકના લખાણ માટે તેમજ સસ્તામાં વાંચન પુરૂં પાડવા માટે પ્રશંસા કરી છે. જે જે વિદ્વાનોએ અભિપ્રાય મોકલવા મહેરબાની કરી છે તેમણે પણ પ્રશંસા કરી છે. આ બધી પ્રશંસાની વચ્ચે અમને કેટલાટ સુધારા કરવાની સૂચના પણ મળી છે અને તે તરફ અમારૂં ધ્યાન અવશ્ય આપીશું. માત્ર મુંબઇ સમાચારમાં અભિપ્રાય આપતા ગેરસમજુતિ થઇ છે. પુસ્તકની દોઢ રૂા. કિંમત વધુ લાગી છે. પણ તે સાહેબે વાર્ષિક ફાળે મૂલ્ય ૦–૬–૦ આના છે તે તરફ કે માળાની યોજના તરફ ધ્યાન આપ્યું હોય તેમ દેખાતુ નથી. એક સમાલોચકે ઉતાવળીઆ ! બનીને કોણ જાણે શું સમજીને પ્રકાશકને તંત્રી ઠોકી બેસાડયા છે ! પ્રકાશકનું નામ એકજવાર છાપેલું છે જ્યારે તંત્રીનું નામ પુંઠા ઉપર અને પહેલે પાને ચોક્ખું છાપેલું છે. આવું દોઢ ડહાપણ ડહોળવા પછી તેમના ગુજરાતી સાહિત્યના છાલકા જ્ઞાનનું પ્રદર્શન કરતા લખે છે કે તેની પ્રસ્તાવના છોટાલાલ ક. પટેલ નામના કોઇક સદ્‌ગૃસ્થે લખી છે ! સુરતના વિદ્વાન લેખક અને સુપ્રસિદ્ધ નર્મદભક્ત તરીકે સાક્ષરોથી સુપરિચિત તેમજ સાહિત્ય પરિષદે એક શિષ્ટ લેખક ગણેલ શ્રી. છોટાલાલ પટેલને જાણે ઓળખતાજ નથી. એવું જે બેચુંદાપણું દેખાડયું છે તે ઉપર તો આવા છાલકા અભ્યાસવાળા માણસો સમાલોચક થઇ બેસે છે. ત્યારે તેમની આવી દશા ઉપર તો માત્ર દયા જ આવે છે.

## ચાલુ પુસ્તક.

નૂરજહાં નાટક પ્રેસમાં લગભગ તૈયાર થવા આવ્યું છે. નવવલ્લરી તૈયાર થાય છે તે અરસામાં પૂર્ણિમાના લેખકે લખેલું આ પુસ્તક તૈયાર થઇ જવાથી તરતજ બહાર પાડવું યોગ્ય ધાર્યું છે. આ પુસ્તની ઉપયોગીતા સંબંધી અમે ગયે વખતે જણાવી ગયા છે. ઘણી દિલગીરી સાથે લખવું પડે છે કે પરિશિષ્ટમાંના કેટલાક ભાગ મુંબઇના એક દૈનિક પત્રના તંત્રીની પ્રસ્તાવના વી. ની ગોઠવણ છતાં છોડી દઇને ઉતાવળે આ પુસ્તક હમારા હાથમાં રજુ કરવું પડયું છે. તે છતાંયે આ પુસ્તક પોતાનું સર્વોપરીપણું બીજા કોઇ પણ પુસ્તક કરતાં રાખે છે. આટલી બધી માહિતિ હિંદની કોઇ પણ ભાષાના કોઇ પણ એકજ પુસ્તકમાં હજી સુધી પણ નથી એમ અમે સગર્વ કહી શકીએ છીએ, અને આવું સરસ પુસ્તક પસંદ કરવા માટે શ્રી. પટેલને ઉમંગથી લખી આપવા માટે શ્રી. વેણીલાલ પટેલ સંબંધી અમે કશું પણ વધારે ન કહેતાં કદરદાન વાચકો અને સમજુ ટિકાકારો ઉપરજ છોડીશું. પુસ્તકને છેલ્લામાં છેલ્લી માહિતિ આપનારૂં બનાવવાની બનતી કાળજી રાખવામાં આવી છે. પુઠામાં પણ ટકાઉપણા ઉપર વિશેષ ધ્યાન આપ્યું છે તેમજ દેશબંધુદાસ તેમજ તેમના ધર્મપત્ની શ્રીમતી વાસંતીદેવીના બે ફોટા આ પુસ્તમાં ઉમેર્યા છે.

## આવતું પુસ્તક.

આવતા વર્ષના લવાજમ પેટે રૂા. ૨–૧૦–૦ ના વી. પી. થી **નૂરજહાં નાટક અને નવવલ્લરીનું** સંયુક્ત પુસ્તક રવાના કરવામાં આવશે. તે સ્વીકારી લેવા મહેરબાની કરવી.

**નવવલ્લરીનું** પુસ્તક ગુજરાતી સાહિત્યની એક વીરલ પ્રસાદી છે અને તે પોતાને માટે મેળવવા અનેક સંસ્થાઓએ તેમજ પ્રકાશકોએ મેળવવા પુષ્કળ મહેનત કરી હતી પણ ભાઇ નાગરદાસ પહેલાંથીજ આ માળાના તંત્રી સાથે સારો સંબંધ ધરાવતા હોવાથી આ માળામાંજ આપવાનું કબુલ્યું છે. આ પુસ્તકમાંના કેટલાક ફકરાઓ, સાહિત્ય, ચેતન, વસંત, વિલાસ, સુંદરી સુબોધ, સમાજ જીવન વગેરે આગેવાન માસિકો છાપીને ધન્ય માને છે ! આવું ઉત્તમ પુસ્તક ગુમાવવું એ ડહાપણ ન કહેવાય. તેથી વી. પી. સ્વીકારી મહેરબાની કરવી. વધુ માટે જુદી છાપવામાં આવેલી નોટિસ ઉપર ઉપર ધ્યાન ખેંચવામાં આવે છે.

---

## નવાવર્ષે.

પુસ્તકોની બધી પસંદગી તમારા માનીતા તંત્રી શ્રી૦ પટેલના હાથેજ કરવામાં આવી છે અને તે બધાં પુસ્તકો ઉંચી જાતના રસિક અને હૃદય સ્પર્શી તેમજ ઉપયોગી છે તે લખવાનું કામપણ ગુજરાતના પ્રતિષ્ઠિત લેખકોને સોંપવામાં આવ્યું છે. પુંઠામાં કાગળોમાં પણ ખાસ ફેરફાર કરવાનો ઇરાદો છે.

---

## ગ્રાહકોને.

પણ તે બધું તમારા ઉત્તેજન ઉપર આધાર રાખે છે. અત્યાર સુધીમાં અમને હજારથી બારહો રૂપીઆનું નુકશાન થઇ ચૂકયું છે. અમારા લેખકો, મેનેજર તેમજ તેત્રીએ નિઃસ્વાર્થપણે કામ કર્યું છે ઘરના કાગળ શાહી પોષ્ટેજ વાપરવા છતાં પાઇના પણ બદલાની આશા ન રાખતાં આ માલાની ભાવના એ સહૃદયી મિત્રોએ પ્રયત્ન કર્યો છે. અમે પણ તેમાંથી એક પાઇનો અમારા મનમાં ઉપયોગ કર્યો નથી અને ઇચ્છા નથી. જો ગ્રાહકો વધશે અને સારૂં ઉત્તેજન મળશે તો માળામાં જાતજાતના સુધારા અમે રજુ કરી આદર્શમાળા બનાવી શું ગુજરાતના ધનિકવર્ગ તરફથી અમને કશી મદદ નથી. અમે તો અમારા એકે એક વાંચકને તેમજ ગ્રાહકને વિનતિ કરવાની કે માળાના ઘરાકો વધારી આપવા પોતાનાથી બનતું કરવું અને જો કોઇ આર્થિક મદદ આપી શકતું હોય તો તેણે આપવી. અપાવી શકતું હોય તો અપાવવી આવા દરેક કૃત્ય માટે અમે તો શું પણ સમસ્ત ગુજરાત ચિરંજીવ તણી રસેશે. આવી જાતની માળાની કેટલી જરૂર છે તે દરેક દરેક સમજુ સાહિત્યના સેવકે પીછાણી છે અને કદર કરવા વિનંતિ કરેલી છે. અમે અમારા નિર્વાહ માટેનું કામ કર્યા ઉપરાંત નિઃસ્વાર્થપણે સેવાનું આ કામ કરી રહ્યા છીએ. ગુજરાત તેનો શો જવાબ દે છે તે જોઇ રહ્યા છીએ.

રામોલ<br>બી. બી. સી. આઇ. રેલ્વે. } અંબાઇદાસ બાજરભાઇ પટેલ.

# અભિપ્રાય.

"કેટલાંક પુસ્તકોનું અવલોકન કરતાં અમે આગળ ઇચ્છા દર્શાવેલી કે રાષ્ટ્રિય જાગૃતિના સમયમાં રાષ્ટ્રિય ભાવનાને પોષે એવું રાષ્ટ્રોપયોગી સાહિત્ય ઢગલેબંધ ઉત્પન્ન થવું જોઇએ કે જેથી સાહિત્યના ઉપયોગીતાવાદની પ્રતીતિ થાય, સાહિત્યમાં વૃદ્ધિ થાય, સાધારણ લોક સમુહ કેળવાય, અને એ રીતે લેખકને દેશ સેવાનો લાભ મળે. અમારા એ પ્રષ્ટિબિંદુને પહોંચીવળે એ રીતેજ મી. પટેલે "પૂર્ણિમા" નામના પુસ્તકમાં ૧૫ વાર્તાઓનું સંગ્રથન કર્યું છે. કેટલીક વાર્તાઓ બંગાળી અને હિંદી ઉપરથી લેવામાં આવી છે, તેનો મી૦ પટેલ સ્વીકારકરે છે પરંતુ તેમણે જે જે વસ્તુઓ જ્યાંથી જ્યાંથી લીધી હોય, તોપણ તેમની ચુંટવાની ખુબીને લીધે પુસ્તકનો ઉપયોગ નષ્ટ થતો નથી. "કર્તવ્યની યજ્ઞવેદી પર." મદનની મા, આ શું? આ શું? ચુંબન, સત્યાગ્રહ, વીસમી સદીનું ત્રિયારાજ અભણ અર્ધાંગના વીગેરે વાર્તાઓ અતિ રસમય વાંચન પુરૂં પાડે છે લોકો તરફથી લેખકને ઉત્તેજન મળે એમ ઇચ્છીએ છીએ.

હિંદુસ્થાન, તા૦ ૨૭-૭-૨૨.

× × × ×

આ માળા તરફથી પૂર્ણિમા નામનું ચોથું પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે. × × આ પુસ્તકની અંદર જુદી જુદી ૧૫ વાર્તાઓ આપવામાં આવી છે અને તે ગુજરાતી ભાષાનું સાધારણ જ્ઞાન ધરાવનાર કોઇ પણ પુરૂષ-સ્ત્રી અથવા બાળકને જ્ઞાન તથા ગમ્મત આપે તેવી છે, તા. ૨૨-૨૩ જુલાઇ સન ૧૯૨૨.

પ્રજામિત્ર પારસી રાસ્ત ગોફ્તાર.

નાની મોટી પંદર વાર્તાઓનો આ સંગ્રહ છે, × × લેખકની ઘણુ સ્વતંત્ર કૃતિઓ છે ને શીવાયનીય મોટે ભાગે સારી છે.

**મુંબઇ સમાચાર**, તા. ૩૦–૭–૨૨.

કેટલીક વાર્તાઓ હાલની રાજ્યદ્વારી સ્થિતિને અનુસંગન છે એ સારો મેળ જામ્યો છે. ભાષાસાદી અને સરળ છે.

**ભારત**, ૨૨–૭–૨૨.

પૂર્ણિમા પાઠક હૃદયને કાલભેદ તથા પાત્રાપાત્ર પરત્વે સામાન્યતઃ ઠીક આનન્દદાયક થઇ પડશે. પ્રયોજકનો પ્રયાસ વિવિધતાની દ્રષ્ટિએ પ્રશંસનીય કહી શકાય.

**—પરિમલ—**

---



દેશબન્ધુ ચિત્તરંજન દાસ

# દેશબંધુ દાસ.

## પ્રાસ્તાવિક.

બંગાળ ! 'वंदेमातरम्' ની રાષ્ટ્રિય ગર્જનાથી આખા હિંદને જાગૃત કરનાર રાષ્ટ્રકવિ બંકિમચંદ્રનો બંગાળ ! વિશ્વબંધુતાનું બ્યુગલ વગાડી સંસ્કૃતિના મધુર મિલનવાળું દિવ્ય સંગીત ગાનારા. કવિ સમ્રાટ્ રવીન્દ્રનો બંગાળ ! પ્રાચીન ભારતની શાસ્ત્રીય મહત્તા જાળવવા માત્ર સત્ય શોધવાના ઉદ્દેશથી ક્રાંતિકારક અવનવી શાસ્ત્રીય શોધખોળ કરનાર વિજ્ઞાનાચાર્ય જગદિશબાબુનો બંગાળ ! અંધારામાં વિદ્યુલ્લતા પ્રમાણે ચમકનાર અને પોતાની કાવ્યકુંજોના મધુરતાવાળા ચટકા લગાડનાર સરોજીનીનો બંગાળ ! પોતાના નિસર્ગ સુંદર ચિત્રોથી જગતમાં અનુપમ સ્થાન મેળવનાર અવનીંદ્રબાબુનો બંગાળ ! હિંદના ઉદ્ધાર માટે સર્વસંગનો પરિત્યાગ

ફરી પૅાંડિચરીમાં કઠોર તપસ્યા આદરનાર મહાત્મા અરવિંદનો દેશ! આત્મસુખની હોળી કરી સ્વરાજ માટે ભસ્મ લગાવનાર દેશબંધુ ચિત્તરંજન દાસનો બંગાળ! આજે ધૈર્ય અને ઉત્સાહથી દેશસેવાના અગ્નિકુંડમાં હોમાવા તૈયાર થયો છે, એટલુંજ નહિ પણ એક મુખ, એક સુર અને એકતાન બનીને સ્વરાજ માટે પ્રયત્ન કર્યા વિના પોતાનું ગારવ ટકશે નહિ એમ પ્રખરતાથી સમજવા લાગ્યો છે, તેજ આખા હિંદના અંતઃકરણમાં પ્રજ્વલિત થએલ એક રાષ્ટ્રિયત્વની જીવંતજ્યોતિની સાક્ષી પૂરે છે એમ અમને લાગે છે.



## વંશ પરિચય.

પૂર્વ બંગાળામાં ગંગા, પદ્મા અને મેઘના નદીઓથી ઘેરાએલુ બંગાળાનું અતીત જ્ઞાન અને સમૃદ્ધિનું કેન્દ્ર વિક્રમપુર નામનું પરગણું છે. એ સ્થાન કેટલું પ્રાચીન છે! પૂર્વ પુરૂષોની કેટલીયે પવિત્ર કથાઓ તેની ધુળમાં પોતાના ચરણચિન્હ છોડી ગઇ છે. કેટલાયે દાનવીર આ પદ્મા નદીના તટ ઉપર મણિમુકતાનું દાન કરી ગયા છે. તેનું સ્મરણ આજે ધ્યાનની સ્મૃતિ છે. પરંતુ જે સ્મૃતિથી શિક્ષણ મળે છે, જે પ્રત્યેક મનુષ્યના ચૈતન્યના આભાસને જાગૃત કરે છે તેવી સ્મૃતિનું ધ્યાન આજે પૂજ્યનો વિષય છે. આ વિક્રમપુરના પ્રત્યેક કુટુંબના અનેક ઇતિહાસ છે. કેટલાંયે ઉજ્જવળ પ્રભાત અને અંધકારપૂર્ણ રાત્રિના વર્ણનનું તેમાં મિશ્રણ થએલું છે. આ સ્થળે કેટલા બધા રાજ્યોના ઉદય અને અસ્ત થયા છે! એ એક વિરલ અને મહાન ઇતિહાસની સામગ્રી હતી, પણ કમનશીબે અમે તેને ઉપયોગમાં ન લીધી.

પ્રાચીનતાના સ્વપ્નથી ઘેરાઇ, અજ્ઞાનતાના સ્વપ્નથી દૂર, ભૂતકાળના પડદાને હઠાવી એક વાર પૂર્ણ ગૌરવનું સ્મરણ કરી લઇએ. પદ્માની એ હરિઆળી ભૂમિ એકવાર ઐશ્વર્યના કરોડો સૂર્યના કિરણોથી શોભી રહી હતી. વિક્રમપુર તેજ પ્રાચીન ગૌડ સામ્રાજ્યનું કેન્દ્રસ્થાન હતું. તે વખતે ગૌડ બંગાળાની શિલ્પ પ્રતિભાથી બંગાળાના જીવન અને ધર્મનો કેવો સુંદર વિકાસ થયો હતો! પ્રાણની પેઠે મહાપ્રયત્નથી સુરક્ષિત રાખતા હતા તે જ્ઞાનના મહામણિના ટુકડે ટુકડા થઇ ગયા. જે દિવસથી ગૌડની સ્વાધીનતાનું રત્ન ગંગાના જળમાં ડુબી ગયું, તે દિવસથી પદ્મા નદીથી ઘેરાયલા આ

વિક્રમપુર ઉપર સ્વાધીનતા સૂર્યનું અવશેષ માત્ર કિરણ પણ બંગાળાના ભાગ્યાકાશમાં ન દેખાયું. આજ વિક્રમપુરમાં તે સંપત્તિ અને સૌંદર્ય નથી. મહા વીરત્વનું કેન્દ્ર બનીને પ્રયાગ પર્યન્ત જે રાજ્ય કરતું હતું, બંગાળાની વિલાસીતાનું જે કેન્દ્ર બન્યું હતું; સમસ્ત ભારતખંડમાં ગૌડ સામ્રાજ્યના રીતરિવાજ જેણે દાખલ કર્યાં હતા, તે આજવિક્રમપુર. જે ભૂમિમાં એકવાર આદિસુરે પુત્રેષ્ટિયજ્ઞ કર્યો હતો, જે ભૂમિમાં પાંચ બ્રાહ્મણોએ યજ્ઞમાં બેસીને આશીર્વાદ મંત્ર અને શાન્તિવાચનથી એક સુકા વૃક્ષને હરિયાળુ બનાવ્યું હતું તેજ આ વિક્રમપુર. આ તેજ પદ્મા નદી છે, જેમાં વહેપારને અંગે સિંહલ, ચાંદી, અરબ અને સુમાત્રાથી ધન આવતું હતું. તેજ વિક્રમપુરના રહેવાસીઓ આજે મુઠ્ઠીભર અન્નને માટે પોતાના ઘરમાં પારકાના અન્ને જીવે છે, પોતાનાજ ગામમાં અધમુવા જેવા છે.

પ્રાચીન ગૌરવમય વિક્રમપુર જેના અંગે અંગમાં હરિશ્ચંદ્રની કથા મિશ્રિત છે, આહાર વિહારની મનોહારિણી કથા ચાંદરાય, કેદારરાયનું તે વિક્રમ આજે ક્યાં છે? આ સ્થાનમાં એકવાર ધર્મ અને જ્ઞાનની કેવી ઉન્નતિ થઇ હતી? ચીનના પરિવ્રાજક વાનચોયાના ગુરૂ અદ્વિતીય પંડિત શીલભદ્રનો જન્મ આ સમતટના બ્રાહ્મણ રાજવંશમાં થયો હતો.

ભારતવર્ષમાં જ્ઞાન ઉપાર્જન કરવા પરિવ્રાજકો આ સ્થાનમાંજ આવતા. જગદ્ વિખ્યાત દીપંકર શ્રીજ્ઞાનનો જન્મ આ સ્થળેજ થયો હતો. આજે પણ લોકો 'પેલું નાસ્તિક પંડિતનું ઘર' એમ કહીને બતાવે છે. આ ગૌડ બંગાળાના વીરાત્માઓમાં એકવાર વિશ્વવિખ્યાત નાલંદા મહા વિહારના પ્રધાન આચાર્ય અને મહાપરાક્રમી લોક

કાળ ઓગણીસમી સદીના પ્રારંભમાં અને અંતમાં બ્રાહ્મસમાજ અને સ્વદેશીના મહા આંદોલનોમાં આ પૂર્વ બંગાળાએ પોતાની શક્તિ માતૃભૂમિની સેવામાં કેવી સુંદર રીતે પરોવી હતી !

હવે ભૂતકાળનું ગૌરવ માત્ર પુસ્તકના પાનાઓમાંજ રહેલું છે. કાળજે પોતાની નીરવ ભાષામાં પુસ્તકોના એ કથનનું સમર્થન કરતાં ખંડિએરો છે એ વાત ખરી. તથાપિ જે પ્રદેશ એક વખતે મહાન સભ્યતાનું કેન્દ્રસ્થાન બની રહે છે, તેમાં કુદરતી રીતેજ કંઈ વિશેષતા આવી જાય છે. અમારા આ કથનના સમર્થનમાં ઇતિહાસ કહે છે કે પૂર્વ બંગાળા અસહકાર, સત્યાગ્રહ અને સ્વદેશીની ચળવળોમાં આખા બંગાળાનો નેતા રહ્યો છે. રાષ્ટ્રિયતાને આખા બંગાળામાં એવી બીજી ભૂમિ નથી મળી—ઇશ્વરે નથી આપી.

આ બાલ્યકાળમાં દેશબંધુ દાસના નામથી સુપરિચિત અમારા આ કથાનાયકના પૂર્વજોનું નિવાસસ્થાન તેલીરબાગ (તેલીબાગ) આજ વિક્રમપુર પરગણામાં છે પૂર્વ બંગાળાના પ્રસિદ્ધ યદુનંદન વૈદ્ય કુટુંબમાં ચિત્તરંજનનો જન્મ થયો છે. વિક્રમપુરમાં દાનશીળ અને અતિથિસેવક તરીકે સુવિખ્યાત રત્નકૃષ્ણ દાસના સૌથી મોટા પુત્ર જગદ્બંધુ દાસ ચિત્તરંજનના પિતામહ થાય છે તેઓ મુખત્યારી કરી પુષ્કળ પૈસા મેળવતા, પરંતુ આ વંશનો ગુણ કહો કે દોષ, પણ ભવિષ્યમાટે સંગ્રહ કરવાની વાસના નથી જણાઇ. જગદ્બંધુની પણ એજ દશા હતી.

તેમણે બહુ ધન એકઠું ન કર્યું, એ વાત ખરી, પણ લોકમાં દાનશીળ અને અતિથિપરાયણ તરીકેનું અમોલું યશ ધન મેળવ્યું હતું. આવકમાંથી મોટો ભાગ ગરીબ અને અનાથ મનુષ્યોના ભરણ-

પોષણમાં તેમજ ગામની ધર્મશાળામાં ખર્ચાતો. એ ધર્મશાળામાં આવનારા મુસાફરોને મફત ભોજન અપાતું. અતિથિની સેવા માટે કરેલું દાન બરાબર રીતે વપરાય છે કે નહિ તે ઉપર હંમેશાં તેઓ જાતે ધ્યાન આપતા, અને તેની દેખરેખ પણ જાતેજ કરતા. આ સંબંધી એક વાત લોકમાં ચાલે છે. ધર્મશાળાનો વ્યવહાર બરાબર ચાલે છે કે નહિ તે તપાસવા માટે એક વખત મધરાતે જગતબંધુએ છુપાવેશમાં ઘાટ ઉપર જઇ એક આદમી સાથે ધર્મશાળામાં કહાવી મોકલ્યું કે “ એક ભૂખ્યો મુસાફર ભોજન મેળવવાની ઇચ્છાથી આવ્યો છે. ” ત્યાંના કામ કરનારાઓએ કહ્યું, “ મધરાતે અમારાથી તેને જમાડવાનું નહિ બને. ” જવાબ સાંભળતાં જગતબંધુ મહાશય રાતા પીળા થઇ ગયા. અને ઘેર જઇ એ નોકરોને બોલાવ્યા, અને સખત ઠપકો આપ્યો. અને ભવિષ્યમાં પોતાની ફરજમાંથી નહિ ચૂકવા સાવધાન કરી ચેતવણી આપી. તેઓ સ્વભાવે બહુ દયાળુ હતા. એકવાર વૃદ્ધાવસ્થામાં પાલખીમાં બેસીને કોઇ ઠેકાણે જતા હતા. રસ્તામાં તેમણે એક ઘરડા દુઃખી બ્રાહ્મણને પાલખી આગળથી મહામહેનતે જતો જોયો. તે ડોસાની કરૂણાજનક સ્થિતિ જોઇ તેમના હૃદયમાં દયાનો સંચાર થયો, અને તે જ વખતે તેને પાસે બોલાવી કહ્યું, “ મહારાજ ! તમારે જ્યાં જવું હોય ત્યાં આ પાલખીમાં બેસીને જાવ. ” આમ કહી તે જ વખતે પાલખીમાંથી ઉતરી તેમાં તે વૃદ્ધ બ્રાહ્મણને જાતે બેસાડી પોતાના નોકરોને પાલખી ઉચકી લઈ જવાની આજ્ઞા આપી અને થોડે દૂર ઉભા રહી સંસારની લીલા નિહાળી રહ્યા. તે વિદ્યોત્સાહી અને સુકવિ હતા. બંગાળી કવિતા રચવામાં બહુ નિપુણ હતા. તેમના રચેલા “ નારાયણસેવા ” અને “ હરિર લુટેર પૂંથી ” તે અત્યારે પણ પૂર્વ

બંગાળામાં લોક આદરથી વાંચે છે. તેમાંની ભાવના અને શૈલી એવા અપૂર્વ છે કે આબાલવૃદ્ધ સર્વ એક ધ્યાન થઇ સાંભળે છે. તેમાંની કથા પણ મર્મસ્પર્શ અને હૃદયગ્રાહી છે.

તેમના એક પુત્રનું નામ ભુવનમોહનદાસ હતું તે જ આપણા આ ચરિત નાયકના પિતા. ભુવનમોહનદાસ કલકત્તા હાઇકોર્ટના પ્રખ્યાત એટર્ની (મુખત્યાર) હતા. અને કલકત્તામાં જ રહેતા હતા. તેમની પ્રતિભાને સૌ કોઇ જાણતું; અને જે પક્ષ લઇને કોર્ટમાં જતા તેની જીત વિષે ભાગ્યે જ કોઇને શંકા રહેતી. તેનું એક કારણ હતું. જે લોકના કેસને સત્યનો ટેકો હોય, તેના તરફથી જ તેઓ લડતા. બીજા કેસ હાથમાં લેતા નહિ. કારણકે જ્યારે સત્યને માટે કામ કરવાનું હોય છે, નિર્દોષને બચાવવાનુ હોય છે, ત્યારે જ માણસ ખરા ઉમંગ અને ઉત્સાહથી કામ કરી શકે છે. તેમના તીવ્ર અને નિર્ભય આલોચનાઓને મોટા મોટા જજો પણ માનતા.

તે વખતે અંગ્રેજી ભણેલા અનેક યુવકો હિંદુ ધર્મની મૂર્તિપૂજા છોડીને બ્રાહ્મસમાજમાં દિક્ષા લેતા હતા. ભુવનમોહનદાસ પહેલાં તો પોતાના પિતાની પેઠે એક નિષ્ઠાવાન વૈષ્ણવ હતા, પણ પાછળથી પોતાના ધર્મ સંસ્કારક દુર્ગામોહન દાસ સાથે બ્રાહ્મો ધર્મ ગ્રહણ કર્યો. વાસ્તવિક રીતે તેમણે હિંદુ ધર્મના અદ્વૈતવાદના પક્ષપાતી બનીને ઉપનિષદોની બ્રહ્મોપાસનાનો આસરો લીધો. તેમનામાં કોઇ પણ જાતની હિંદુ ધર્મ પ્રત્યે ઉચ્છૃંખલતા ન હતી. પ્રાચીન હિંદુ ધર્માવલંબીઓની પેઠે સૌ વિષયોમાં ઉદાર હતા. અને તે વખતના ઉપદેશકોમાં અને નેતાઓમાં અગ્રગણ્ય ગણાતા. કેટલોક વખત સુધી તેમણે બ્રાહ્મો પબ્લીક ઓપીનીઅન Brahmo Public

Opinion ) નામના તે પંથના મુખ્ય વાજીંત્રના તંત્રી તરીકે કામ કર્યું. તે વખતના બંગાળી સંપાદકોમાં તેમનું બહુ માન હતું. સંપાદન કળામાં તેમણે બહુ ઉંચું સ્થાન અને કીર્તિ મેળવી હતી. તેમનું અંગ્રેજી ભાષાનું જ્ઞાન પણ પ્રશંસનીય હતું. તે વખતના અંગ્રેજી પત્રોમાં પણ તોલ થઇ પડેલી એવી તેમની વિષયાકુળ અને સતેજ લખન શૈલી હતી.

તેઓ સાચા સ્વદેશ સેવક હતા તેમની દરેક રચના અને કાર્યમાં સ્વદેશ પ્રેમનો પરિચય મળી આવે છે. તેમના ગરીબ સગા વ્હાલાંઓ સાથે તેમનું સ્નેહપરાપણુ વતન તેમના સરળ હૃદયનો પુરાવો છે. પોતાને ઘેર સૌને મળવામાં, અને સમાજમાં હળવા મળવાથી તેમનો અહંકાર શૂન્ય સ્વભાવ પરખાઇ આવે છે. તેમની માયા વિરક્તિ એક દેવ દુર્લભ વસ્તુ છે. જેમણે તેમને એકવાર જોયા તેમણે તે જીંદગીભર નથી ભૂલ્યા. દાનશીળતામાં તે પોતાના પિતાની પેઠે જ મુક્તહસ્ત હતા. તેમના સંબંધી કહેતા કે, “ભુવન મોહન બાબુ તેની પાછળ પાગલ જેવા છે.” જ્યારે કોઇ દીન હિનની કરૂણામય કહાણી તેઓ સાંભળતા, ત્યારે તેને સહાયતા આપી દુઃખો દૂર કરવા પ્રયત્ન કરતા. જો ઇચ્છા કરી હોત, તો તેમણે પાંચ પૈસા ભેગા પણ કર્યા હોત, પણ પૈસા બચવાની વાત કેવી ? પોતાના એ કર્તવ્ય બજાવવામાં દેવું થઇ ગયું હતું. તે જરા પરિચયવાળા માણસના પણ જામીન થતા. તેથી તેના બદલામાં તેઓ વિશેષ સત્વ ચુસીને દૂર જતા. એક વખતે એક માણસે તેમની ઉદારતા જોઇ તેમને ચાળીસ હજાર રૂપીઆ કબુલી લેવા કહ્યું. તે માણસે પોતાના દુઃખનું કરૂણાજનક વર્ણન કરીને શોચનીય અવસ્થા જણાવી. દયાસાગર ભુવનમોહન બાબુ ચાળીસ હજાર રૂપીઆ માટે જામીન

ધર્મના કર્તવ્ય પરાયણ આગેવાન અને શક્તિશાળી પત્રકાર તરીકે સંસારની સેવા બજાવી હતી.

તેમના જીવન ઉપરથી તેમની નીડરતા તેજસ્વીતા અને ઉદારતા જણાઈ આવે છે. તેમની નીડરતાનો એક જાણવા જેવો પ્રસંગ અમે અહીં આપીએ છીએ. બ્રાહ્મો પબ્લીક ઓપીનીઅન પછી તેમણે બંગાળ પબ્લીક ઓપીનીઅન નામના પખવાડિક પત્રના સંપાદક તરીકે લાંબા અનુભવને લીધે બહુ જ કુશળતાથી કામ કર્યું. તેમાં તેઓ સરકારની અને તેના અમલદારોની નીતિ ઉપર નીડરતાથી ટિકા અને ચર્ચા કરતા. એકવાર તેમણે હાઈકોર્ટના એક જજ્જ ઉપર કંઈ કટાક્ષ કર્યા હતા. તેથી બધા જજ્જ તેમનાથી વિરક્ત બની ગયા હતા. અને તેની આવક ઘટે તે માટે કેસમાં સફળ થવા ન દેતા, પણ તેમણે તે સંબંધી જરાયે ચિંતા ન કરતાં પોતાનું કામ ચાલુ જ રાખ્યું. એકાએક થોડા દિવસ પછી જે જજ્જ ઉપર તેમણે ટિકા કરી હતી તેની આગળ જ કેસ લઈને જવું પડયું, જેના તરફથી વકીલ તરીકે તેમને રોકવામાં આવ્યા હતા, તેને નીચલી કોર્ટમાં ફાંસીની સજા થઈ ચુકી હતી. આરોપી નિર્દોષ છે એવી તેમને ખબર પડી હોવાથી તેમણે તેને છોડાવવા વકીલાતનામું લીધું હતું. જ્યારે તે ભાષણ કરવા ઉઠયા, ત્યારે જજ્જ વિરક્ત થઈને બેસી રહ્યા, કારણકે તેમના મનમાં ક્રોધની જ્વાળા ધધકી રહી હતી. તેમણે અપીલ રદ કરી સજા કાયમ રાખી. આવો ઘોર અન્યાય જોઈ નીડરતા પૂર્વક તેમણે કહ્યું, " જો આપ નામવરને મારા ઉપર કોઈ પણ રીતે ક્રોધાયમાન થવાનું કારણ હોય, તો કંઈ ચિંતા નહિ, પણ મને આશા છે કે તે કારણથી આ " મારો અસીલ જે નિરપરાધી છે, છતાં

ફાંસીની સજા મેળવી ચુક્યો છે તે ન્યાય મેળવ્યા વિના નહિ રહે." બસ. જજ સાહેબે ધ્યાનપૂર્વક કેસ સાંભળ્યો. અને પરિણામે નીચલી કોર્ટનો ફેંસલો ભૂલ ભરેલો જણાયો અને તે મનુષ્ય નિર્દોષ ઠરી છૂટી ગયો.

ભુવનમોહનના સૌથી મોટાભાઇ કાલીમોહનદાસ તેમની અડગ હિંમત અને સત્ય નિષ્ઠા માટે જાણીતા હતા. અણુચિંતવ્યા મોતને લીધેની ટુંકી પણ કાર્તિવંત વકીલાતની કારકીર્દિ માંહેનો સત્ય અને ન્યાંય માટેની તેમની જુસ્સાદાર લડતનો એક બનાવ અમે આપીએ છીએ. જસ્ટીસ લુઇસ જેકસન આગળ એક દિવાની દાવામાં કેટલીક કાયદાની બારીકીઓ વિષે લડત ચલાવતા હતા, તે નામદાર જજને વાસ્તવિક ન લાગી. કાલામોહન બહુ ગુંચવાયા અને અંતે તેમણે કહ્યું, "જે સમજવા માટે કાયદાના પહેલા વર્ષના અભ્યાસ કરતા વિદ્યાર્થીને અડધો કલાક પણ ન લાગે તે બબ્બે કલાકમાં આપ નામદાર ન સમજી શકો તે માટે મને અજાયબી થાય છે." જજ સાહેબ મૂળથીજ સ્વભાવ માટે જાણીતા હતા. તેમાં આ સ્પષ્ટ ભાષણથી તેમને બહુ ખોટુ લાગ્યું. અને કહ્યું, "આ સંબંધી હું ચીફ જસ્ટીસનો અભિપ્રાય લઇશ; અને જો તમે ખોટા પડશો, તો તમા વકીલાતનામું રદ કરવામાં આવશે." તેના ઘણા વકીલમિત્રોએ માફ઼ી માંગવા કહ્યું, પણ કાલીમોહન અડગ રહ્યા અને જણાવ્યું કે "જો મારા નસીબમાં તે લખાયલુંજ હશે, તો હું માફી માંગવા જેવું દૂષિત કામ કરવા કરતાં એક મહેતાજી તરીકે જીંદગી ગુજારવાનું પસંદ કરીશ. કલકત્તાની હાઇ કોર્ટના ચીફ જસ્ટીસ સર ચાર્લ્સ જેક્સને

પીકોક કાલીમોહનની તરફેણમાં પોતાનો ચુકાદો આપ્યો અને તેઓ માનભેર છુટ્યા.

દેશબંધુના પિતામહ અને પિતાના જીવનના કેટલાક પ્રસંગો આપણી વાંચક સમક્ષ એ રજુ કરવા માગીએ છીએ કે તેમનામાં દાદાના જેવી દાનશીલતા, આતિથ્યપરાયણતા, કવિત્વશક્તિ અને પિતાની સહૃદયતા, સ્વદેશપ્રેમ, નિઃસ્વાર્થ પરોપકાર દુર્ગામોહન દાસની નિસ્પૃહતા અને કાલીમોહન દાસની સત્યનિષ્ઠા આપણા નાયક દેશબંધુદાસમાં સંપૂર્ણ પણે ઉતર્યા છે.

## જીવનના પ્રારંભમાં.

જે વખતે આપણો સુદામાપુરીનો સંત એક વર્ષથી થોડીઆમાં હતો, તે વખતે આ પવિત્ર કુળમાં બંગાળી સાલ ૧૨૭૭ ના કારતકની ૨૦ મીએ એટલે ઇ૦ સ૦ સન ૧૮૭૦ના નવેમ્બરની પાંચમી તારીખે પાટલડંગા સ્ટ્રીટમાં કલકત્તામાં દેશબંધુ ચિત્તરંજનદાસનો જન્મ થયો. થોડો વખત પછી તેમના પિતાશ્રી ભવાનીપુરમાં રહેવા ગયા. ત્યાંજ તેમની કેળવણીના ગણેશ મંડાયા. ત્યાંની "લંડન મિશનરી સોસાયટી સ્કુલ" માં એન્ટ્રન્સની પરીક્ષા પાસ કરી. પ્રેસીડન્સી કૉલેજમાં દાખલ થયા; અને ઇ. સ. ૧૮૯૦ માં બી. એ.ની પરીક્ષા પાસ કરી, પણ તેમને ગણિત ઝાઝું ન આવડતું હોવાથી બહુ ઉંચે નંબરે પાસ થઇ ન શક્યા—થોડી માર્ક્સ માટે ઑનર્સ ગુમાવવું પડ્યું, તેથી બહુ શોક થયો. જ્યારથી સ્કુલમાં ભણતા હતા, ત્યારથી લોકો તેમની પ્રતિભા અને સ્મરણશક્તિથી ચકિત થઇ જતા હતાં. તેમની સાથે ભણનારામાંથી સાહિત્યમાં તેમની કોઇ બરોબરી કરી શકતું નહિ કૉલેજમાં હતા, ત્યારથીજ પ્રૌઢ લેખો લખવા અને જોરદાર શૈલીમાં ભાષણો આપવામાં એક્કો હતા. કૉલેજની ડિબેટિંગ સોસાયટીમાં બહુ સારો આગળ પડતો ભાગ લેતા. કૉલેજની સાહિત્ય સભાના પ્રોફેસરો તેમની પ્રતિભાથી છક થઇને કહેતા હતા કે "એક દિવસે ચિત્તરંજન સાહિત્યમાં અને સમાજમાં અગ્રગણ્ય થશે."

આવા પંકાએલા કુળમાં જન્મ પામવો અને આવા પિતાના પુત્ર થવું એ પણ એક પરમ સૌભાગ્યની વાત છે. તેમને નિરંતર દાનશીલતા અને ઉદારતાનું શિક્ષણ મળતું હતું જ. દાદા અને પિતાની સત્કીર્તિ સાહિત્ય ચર્ચા તરફ ખેંચતી હતી. નીડરતા તો પૂર્વજોનો વારસો હતો. આ બધાની અસર બાળકો ઉપર થયા વિના રહેતી નથી. નાની વયમાં બાળકના મનમાં જે સંસ્કારો પડે છે તે ઘર કરી બેસે છે અને ચિરસ્થાયી રહે છે.

## ઇંગ્લાંડમાં.

બી. એ.માં પાસ થયા પછી ચિત્તરંજન પિતાની પરવાનગી લઇ વિલાયત સીવીલ સર્વીસની પરીક્ષા આપવા ગયા. જો પુત્ર સીવીલીઅન થઇને પાછો ફરે, તો કુળની પ્રતિષ્ઠા પણ વધે, અને કરજનો બોજો પણ ધીમે ધીમે ઓછો થાય એવી તેમના પિતાની આકાંક્ષા હતી.

સ્ટીમર પર ચઢીને તેમણે બહુ પ્રેમ અને ભક્તિપૂર્વક ભારત ભૂમિને પ્રણામ કર્યા. સ્ટીમર મંદગતિએ ચાલવા લાગી આશ્ચર્યજનક સામુદ્રિક દ્રશ્યો જોઇ દાસમહાશયના હૃદયમાં વિચિત્ર ભાવો જાગૃત થવા લાગ્યા. સમુદ્રયાત્રાની અનેક વિટંબનાઓ ભોગવી અંતે લંડન કુશળક્ષેમ પહોંચી ગયા. અને ત્યાં જઇ નિયમિતપણે સીવીલ સર્વીસનો અભ્યાસ કરવા માંડયો. સાથે સાથે કાયદાનો અભ્યાસ પણ જારી રાખ્યો.

સીવીલ સર્વીસ માટે અથવા કાયદાના અભ્યાસ માટે તો ઘણા જણ વિલાયત જાય છે, પણ વિદ્યાર્થી દશામાં સાવજનિક આંદોલનોમાં ભાગ લેવો એ બધાનું કામ નથી. એ સમયમાં એ અસાધારણ વાત હતી, પણ દેશબંધુ પણ અસાધારણ મનુષ્ય છે ને. તે વખતે ભારતીય રાજનૈતિક આંદોલનના જન્મદાતા હિંદના દાદા દાદાભાઇ નવરોજજી હિંદનાં હાલત પાર્લામેન્ટમાં રજુ કરવા માટે ફિન્સબેરીમાંથી મેમ્બર થવા પ્રયત્ન કરી રહ્યા હતા. યુવક ચિત્તરંજનદાસે સીવીલ સર્વીસની પરીક્ષા આપી દીધી હતી. પરિણામ આવતાં હજી વાર હતી. તેથી પરિણામ જાણવા અને દાદાભાઇને મદદ કરવા ત્યાં રોકાઇ રહ્યા, અને તેમના તરફથી વિલાયતની સભા-

ઓમાં પુષ્કળ મહેનત કરીને પૂજ્ય નેતાના શુભ કાર્યનું સમર્થન કરવા લાગ્યા. તેમણે પોતાના ભાષણોમાં એ બનલાવવા માંડ્યું કે એક હિંદી પાર્લામેન્ટનાં મેમ્બર તરીકે ચુંટાય, તો તે ઇંગ્લાંડ તેમજ હિંદ બંનેને માટે કેવા મોટા લાભની વાત હતી. તેમના ભાષણોથી ઇંગ્લાંડમાં ખળભળાટ મચી રહ્યો. અને ત્યાંના શિક્ષિત સમાજમાં અને અહીંના શિક્ષિત સમાજમાં તેમની બહુ પ્રશંસા થઇ. પણ એટલામાં સીવીલ સર્વીસ પરીક્ષાનું પરિણામ બહાર પડ્યું. પરિણામ જોતાં જણાયું કે દેશબંધુદાસ પરીક્ષામાં પાસ તો થયા હતા, પણ તેમને નોકરી આપવામાં આવી ન હતી. એનું રહસ્ય એ છે કે જેટલા પાસ થાય છે તે બધાને કંઇ નોકરી નથી મળતી, પણ જેટલી જગા ખાલી પડે છે તેટલાનેજ નીમવામાં આવે છે. પરીક્ષામાં પાસ થએલાઓમાંથી જેટલાને નોકરી મળી તેના પછીનો નરતજ તેમનો નંબર તેમાં હતો. અર્થાત્ દેશબંધુ દાસનું નામ કમી કરવામાં આવ્યું હતું. તેમણે જોયું કે સીવીલ સર્વીસમાં પાસ થએલો આ યુવક હિંદમાં કોઇ પ્રદેશમાં ઉંચી નોકરી મેળવી જતાંજ દેશની ભલાઈ તરફ કંઇ વધારે ઝુકશે, અને જો તેમ થાય તો તેમના સ્વાર્થને નુકસાન પહોંચાડે એ દીવાની જોત જેવી વાત છે. તેથી જ દેશબંધુદાસના નીમણુક કરવામાં ન આવી. છતાંયે જરાપણ નિરાશ નહિ થતાં ચિત્તરંજનદાસે કહ્યું, "I came out first in the unsuccessful list" એટલે અકૃતકાર્ય નીવડેલાઓમાં હું પહેલો આવ્યો.

સને ૧૮૯૩માં બેરિસ્ટરની પરીક્ષા પાસ કરી પાછા હિંદુસ્થાનમાં આવ્યા. વિલાયતમાં રહીને હિંદીઓ તરફ અંગ્રેજ લોક કેવી

રીતે વર્તે છે તેનો સારો અનુભવ લીધો. ગરીબ પ્રજાની અથાગ સંપત્તિ ચુસીને આજે બ્રિટિશ પ્રજા કેવી રીતે દુનીઆમાં પ્રધાનપદ મેળવી રહી છે, તે પણ જાણ્યું. તેમની પ્રતિભા, સ્વદેશપ્રેમ, વેપાર, કળાકૌશલ્ય વગેરે જોઇ તેમના હ્રદયમાં દેશપ્રેમ અને નવિન ભાવનાઓનો સંચાર થયો. હિંદમાં આવીને તેમણે ત્યાંના લોકસંબંધી અનેક વાતો કહી, અને લોકને કર્તવ્યક્ષેત્રમાં ઉતરવા કહ્યું. દેશબંધુને નોકરી ન મળી, તે જાણી તેમના પિતા અને સંબંધીઓને બહુ દુઃખ થયું. કારણકે આ વખતે તો તેમની આર્થિક સ્થિતિ પહેલાંથીયે વધુ બગડી હતી. દેવાનું વ્યાજ વધ્યું જતું હતું. ઘણા રૂપીઆ ચુકવવા છતાંયે હંમેશાં ચિંતાની હોળી રહેતી. ધર્મપ્રાણ ભુવનમોહનદાસ આશા ધારીને બેઠા હતા કે પુત્ર સારી નોકરી લઇને આવશે અને દર મહિને મોટી રકમ વાળીને જલદીથી ઋણમુક્ત કરશે. અને ખરૂં જોઇએ તો એજ આશાથી અને ધારણાથી તેમને ત્યાં મોકલવામાં આવ્યા હતા, પણ જ્યારે તેમણે પાછા આવી પિતાજીને કહ્યું, કે "સીવીલ સર્વીસમાં હું પાસ થયો, છતાં દ્વેષને લીધે મને નોકરી ન મળી. તેથી બેરિસ્ટર થઇને આવ્યો છું." ત્યારે તેમની બધી આશાઓ ધુળમાં મળી ગઇ. અને તે ચિંતામાંને ચિંતામાં બિમારીની પથારીમાં પછડાઇ પડ્યા, નાદારી નોંધાવવી પડી. લોક દેવાળીઆ કહેતા તેથી મનમાં તેમને બહુ દુઃખ થવા લાગ્યું. પણ તેથી ? દેશબંધુના હ્રદયમાં પહેલાંથીજ એ બધાનો ખ્યાલ બરાબર હોવા છતાં માતૃભૂમિની સેવા માટે અટલ ભાવના હતી તેથીજ તેમને દાસત્વની શૃંખલામાં પ્રભુએ ન જડતાં તેમને દેશના સાધારણમાં સાધારણ માણસને મળવાનો સુયોગ આપવા અને દેશહિતના કર્મમાં

ધ્યાન આપવા તક આપી. ચિત્તરંજનદાસના પુત્ર અને પુત્રી વારંવાર હસીને કહેતા કે "જો પિતાજી આઇ. સી. એસ. પાસ કરીને સીવીલીઅન તરીકે નોકરી લઇને આવને, તો બંગાળી સીવીલીઅનોની ગેંડ માહેબ બની જતે, અને અમે નહિ સાહેબ કે નહિ બંગાળી એવા બની." જો દાસમહાશય આઈ. સી. એસ. થઇને ડિસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ અથવા કલેક્ટર થઇને આવ્યા હોત, તો હાલના રાજ્યતંત્ર પ્રમાણે નોકરશાહીના રમકડા જેવા બન્યા હોત એટલું જ. ત્રીસ કરોડ માનવીના હૃદય સિંહાસન પર સ્થાપીને રાષ્ટ્રદેવનાના દાસ ગણાતી દાસને જે માન આજે મળી રહ્યું છે, તેની આગળ રાજ તરફના માનની શી કિંમત? સ્વાભિમાનનુ ખુન કરીને અને પોતાના દેશ બાંધવોનું નજર આગળ થતું અપમાન સહન કરીને જો બેસી રહ્યા હોત, તો ઉત્કૃષ્ટ બુદ્ધિવાળા દાસનું જીવનચરિત કંઇ જુદા જ પ્રકારનું હોત. થોડામાંજ કહીએ તો આજે તે બીજા લોર્ડ સિંહ થઇને નોકરશાહીના સોનેરી પિંજરામાં પુરાયા હોત. અથવા તો સ્વર્ગીય સાહિત્ય સમ્રાટ્ **वन्दे मातरम्** મંત્રના પ્રવર્તક બંકિમચંદ્રની પેઠે દાસત્વની આ શૃંખલાને ખેંચ્યા કરતા હોત.

સૌન્દર્ય સંપત્તિમાં અમરાવતી તુલ્ય, આધુનિક પાશ્ચાત્ય સભ્યતાના લીલા કેન્દ્રરૂપ વિલાસપ્રિય યુરોપમાં રહીને કયા વિદેશી યુવકનું મન તેની તરફ નહિ ઝુકે કોણ તેનું અનુકરણ કરવા નહિ ઇચ્છે? એ નવિન ચમક દમકમાં અનેક વિદ્યાર્થીઓ ઝડપથી નિમગ્ન થઇ જાય છે. ચિરકાળથી સંકીર્ણ જળાશયમાં રહેનાર મત્સ્ય સમુદ્રમાં આવતાં દિશા ભુલી જાય છે, તેજ પ્રમાણે ભારતના ચંચળ બુદ્ધિના યુવકવૃંદ પણ વિલાયતના સ્વાધીન નિસ્સંકોચ સંમેલનના વાયુ મંડળમાં આવીને પોતાના મનને

સ્થિર નથી રાખી શકતા. મનુષ્ય સ્વભાવજ એવો છે કે તે સુંદર અને આનંદમય હોય છે તેનું અનુકરણ કરવા મથે છે. બહુ લાંબા સમય સુધી તેનામાં સારાસાર જોવાની વિચાર શક્તિ નથી આવતી. જો કોઇના ઉપર બાળપણમાંથીજ અસાધારણ નીતિશિક્ષણની છાપ બેઠી હોય તો તેની વાત જૂદી છે. તોપણ તે બાહ્ય દેખાવે તો તેમાં રંગાએલા જણાશે, આંતરિક ગમે તેવા હોય. દેશબંધુ દાસનું પણ તેમજ છે. જ્યારે વિલાયત ગયા, ત્યારે ત્યાંના રંગઢંગ અને સાહ્યબી જોઇને તેના પક્ષપાતી બની ગયા. તેથી સાહેબી પહેરવેશ, સાહેબી રહેણીકરણી બરાબર આવડી ગઇ, પણ તેમના હૃદયમાં હર એક પળે સ્વદેશ પ્રેમ જ રમી રહ્યો હતો. કોટ પાટલુનથી સજ્જ થયા હોવા છતાં દેશ તરફ બહુ પ્રેમ રહયો હતો.

ઇંગ્લાંડમાં તેમના સ્વભાવનું બરાબર ઓળખાણ કરાવનાર જે બનાવ બન્યો હતો અને જેને લીધેજ એમને સરકારી નોકરી ન મળી, તે એકજ બનાવ આલેખી આપણે આ પ્રકરણ પુરૂં કરીશું. ઇ. સ. ૧૮૯૨માં James Maclean ( જેમ્સ મેક્લીન ) નામના પાર્લામેન્ટના એક સભાસદે " હિંદુ મુસલમાન " એ વિષય ઉપર ભાષણ આપ્યું. તેમાં તેમણે મુસલમાનને ગુલામ અને હિંદુને ગુલામના ગુલામ અને તેના સંતાનો અને અંગ્રેજોના દાસ કહ્યા. અને ખરૂં પુછાવો તો એ વાત ખરી છે. જો આપણે ગુલામ ન હોત, તો આજે મુઠ્ઠીભર પરદેશીઓ આપણા ઉપર રાજ્ય ચલાવી જ કેમ શકતે ? આપણે ગુલામ નિર્લજ ગુલામ છીએ તેમાં સંશય શું છે ? પણ સાચી વાત કહેવાની પણ રીત હોય છે. **न ब्रुयात् सत्यं अप्रियम्** કેટલીક વાત એવી હોય છે કે તે સત્ય હોય છે પણ મોઢેથી કહી

શકાતી નથી. આ ભાષણ વખતે એકવીસ વર્ષની ભારતમૂર્તિ ત્યાં હતી. તેનાથી હિંદના પુત્રોનું આ હડહડતું અપમાન કેમ સહ્યું જાય? તેમનું સ્વદેશપ્રેમી હૃદય મેકલિનની આ ભ્રષ્ટ ભાષાથી બહુ વ્યથા પામ્યું. તેમણે વ્યથિત થઇને કહ્યું, આર્યજાતિનું આ અપમાન! જેની પ્રાચીન સભ્યતાને લઇને અંગ્રેજ પ્રજા આજે પોતાને સભ્ય કહેવડાવવા નીકળી છે તેની આટલી બધી નિંદા!! આવી ઘૃણિત ભાવના! તેમણે પ્રયત્ન કરી આંદોલન શરૂ કર્યું; અને મેકલીનના ભાષણ તરફ સખત નાપસંદગી બતાવવા અગ્જેટર હોલમાં હિંદના બધા વિદ્યાર્થીઓની તેમજ હિંદના લોકની સભા મેળવી. તે સભામાં ભાષણ આપતાં મેકલીનનું કહેવું કેટલું સાચું (!) છે તે બતાવી સખત નાપસંદગી બતાવી, બ્રિટિશ લોકની સઘળી પોલ ઉઘાડી નાંખી. વિદ્યાર્થીઓની—છોકરાઓની—સભા હતી. પણ આખું લંડન શહેર તેથી ખળભળી ઉઠયું. ભાષણ ઉપર આલોચના કરતાં ત્યાંના વર્તમાનપત્રોએ જોરથી આંદોલન મચાવ્યું. યુવક દાસના ભાષણથી ભલભલા રાજનીતિજ્ઞોની આંખ ઉઘડી ગઇ. ત્યાર પછી ઇંગ્લાંડના પ્રતિષ્ઠિત વિદ્વાન, લીબરલ પાર્ટીના નેતા અને સુપ્રસિદ્ધ રાજનીતિજ્ઞ ગ્લેડસ્ટનના પ્રમુખપણા હેઠળ હિંદ જેવા દીન હિન દશામાં પડેલા દેશનો યુવક આમ વિરોધ કરી જાય તે માટે ઓલ્ડહામમાં સભા મળી તેમાં ચિત્તરંજન દાસને આશ્લિષ્ટ કરવામાં આવ્યું. ત્યાંનું તેમનું હૃદયગ્રાહી ભાષણ સાંભળી સૌ કોઇ છક થઇ ગયા. તેમણે કહ્યું:—

"Gentlemen, I was sorry to find it given expression to, in Parliamentary speeches on more than one occasion. "Thus England conquered India

by the sword and by the sword must she keep it ! (shame.) England, Gentlemen ! did no such thing. It was not her swords and bayonets that won for her this vast and glorious empire; it was not her military valour that achieved triumph, (cheers). England might well be proud of it. But to attribute all this to the sword and then to argue that the policy of sword is the only policy that ought to be pursued in India, is to my mind absolutely base and quite unworthy of an Englishman." ( here here. )*

તેજ Indian Agitetionના ભાષણમાં આગળ ચાલતાં તેમણે જણાવ્યું કે–

We now find the base Anglo-Indian policy of tyranny; the policy of irritation, of repression

---

*ગૃહસ્થો ! પાર્લામેન્ટના એકથી વધુ વખતના ભાષણોમાં મેં દિલગીરીપૂર્વક કહેવાતું જોયું છે કે " આ રીતે ઇંગ્લાંડ તલવારબળથી હિંદ જીત્યું છે. અને તલવારના બળેજ તેણે રાખવું જોઇએ. ( શરમના પોકાર ) ગૃહસ્થો ! ઇંગ્લાંડે તેવું કશુંજ કર્યું નથી. તેની તલવાર અને બંદુકોએ આ મહાન અને કીર્તિમંત સામ્રાજ્ય નથી જીત્યું. આ વિજય તેની લશ્કરી સત્તાથી નથી મળ્યો. એ એક નૈતિક વિજય અને કીર્તિ હતા. ( ખુશીના પોકાર ) ઇંગ્લાંડ તે માટે મગરૂર થવામાં વ્યાજબી છે. પરંતુ તલવાર બળનેજ બધું ગૌરવ આપવું અને હિંદનું માત્ર તલવારની રાજનીતિથીજ રક્ષણ થશે એવી દલીલો કરવી તેને હું એક સાચા અંગ્રેજને માટે ન છાજતી અને તદ્દન હલકી વાત ગણું છું. ( સાંભળો સાંભળોના પોકાર ).

and more repression; the policy which has been beautifilly described by one of its advocates as the policy of pure and unmitigated force."

એક બાજુ હતા મહામતિ બ્રિટિશ સામ્રાજ્યના વડા પ્રધાન મી. ગ્લૅડસ્ટન, અને બીજી બાજુએ હતા આપણા યુવક ચિત્તરંજનદાસ. પણ ધન્ય છે દાસને! તેમણે અદ્‌ભુત કાર્ય કરી બતાવ્યું અને આપણી શક્તિની પરાકાષ્ટા બતાવી. આખું લંડન ડઘાઈ ગયું. વિલાયતના ધુરંધર પત્રોએ પુષ્કળ વખાણ કર્યાં અને હિંદમાં પણ કીર્તિના ડંકા વાગ્યા. જનસમાજ ઉપર આથી એટલી બધી અસર થઇ કે જેમ્સ મેકલીને સાધારણ જનસમાજ આગળ શ્રી. દાસની માફી માગી, 'પોતાના વિચારો માટે,' તે વાક્યો માટે ખેદ દર્શાવ્યો. પણ એટલેથી તેમના છુટકારા ન થયા. તેમને પાર્લામેન્ટમાંથી પણ રાજીનામું આપવું પડ્યું અને હંમેશને માટે જાહેર જીવનને તિલાંજલી આપવી પડી. આથી ચિત્તરંજનની વકતૃત્વશક્તિ, સ્વદેશપ્રેમ અને તેજસ્વિતા જણાઇ આવે છે.

મનુષ્યનું ભવિષ્યનું ચરિત્ર એક ઉગતા છોડ જેવું છે. તેના અંકુરની અવસ્થા જોઇ જેમ ભવિષ્યનાં સંબંધમાં અનેક અનુમાન થઈ શકે છે તેમ આવી નાની નાની ઘટનાઓથી મનુષ્યના વાસ્તવિક મનુષ્યત્વનો વિકાસ થાય છે. અને તે તેના ભવિષ્યનો પંથ પ્રદર્શક થાય છે. આ પ્રમાણે દેશસેવાના રાહ પર રીતસર સર્વીસની, ઋણ અદા કરવાની હૃદયની ઉત્કટ ઇચ્છા પૂરવાની પહેલી તકની કુરબાની કરી, ઘેરથી પિતાના હૃદયને આઘાત પહોંચાડી, ગરીબાઇને લીધે જોઇતી રકમ પિતાજી આપી નથી શકતા તે જાણતા હોવા છતાં અને કેટલીયેવાર માત્ર ચહા અને રોટલીના ટુકડા ઉપર ગુજરાના કરવા છતાં ગરીબાઇને આમંત્રતા પારણામાંથીજ લક્ષણ બતાવતા હોય તેમ દેશબંધુ દાસ ઇંગ્લાંડથી પાછા ફર્યા.

## ગૃહજીવન.

મનુષ્યના મનના સૌંદર્યનો વિકાસ પ્રથમ તેના ગૃહજીવનમા થાય છે. સૌંદર્યના સ્પર્શથી તેના હૃદય કમળમાં જે નવા ભાવના અંકુર ફુટે છે તેજ તેના જીવનમાં વિશેષતા અને સ્વતંત્રતા પ્રાપ્ત કરે છે. મનુષ્યનુ ગૃહજીવન, તેની પ્રકૃતિ, તેના કુટુંબીઓનો સ્વભાવ અને તેની આર્થિક સ્થિતિ ઉપર અવલંબે છે. જો એ ત્રણેમાંથી એક પણ સંતોષજનક ન હોય, તો જીવન દુઃખમય થાય છે. રોગ અને યમદેવની કુટુંબ ઉપર વારંવાર કૃપા ન હોવી એ સુખી ગૃહજીવનનું બીજું પણ ત્રણેથીયે વધારે પ્રબળ અંગ છે. તેમના ગૃહજીવનમાં અનેક કઠોર પરીક્ષાઓ થઇ ચુકી છે અને તે બધાને પાર ઉતર્યા છે. તે બધાની અસર તેમના હૃદયમાં છે.

ઇંગ્લાંડમાંથી સને ૧૮૯૩ માં પાછા આવ્યા પછી કામ શરૂ કર્યું. બેરિસ્ટરને પોતાનુ નામ જમાવવા માટે બહુ દેખાવ કરવો પડે છે, મહા ઠાઠમાઠથી રહેવું પડે છે, પણ તેમની પાસે જરૂરી સાધન નહતા. તેમના આત્મીય શ્રી. સુકુમારરંજન દાસે તેમના જીવનચરિત્રમાં લખ્યું છે કે "કિન્તુ ચિત્તરંજનેર અર્થેર અસ્વચ્છલતા ખૂબ બેશીઇ છીલ, કુબેલા ના કિસમીન પુષ્ટિકર સુખાદ્ય સંગૃહીત હઇતે પારિતના" અર્થાત્ " પરંતુ ચિત્તરંજનની આર્થિક દુર્દશા બહુ મોટી હતી. બેવાર પુષ્ટિકર ભોજન પણ મળી શકતું નહતું." આ અવસ્થા ઓછી વધતી પંદર વરસ સુધી ચાલી.

બીજી બાજુ માથે ઋણનો બોજો હતો. ચિત્તરંજનને પણ પોતાના પિતાની સાથે દેવાળીઆમાં નામ નોંધાવવું પડ્યું; કારણ કે

જેની પાસે ખાવાનું પુરૂં ઠેકાણું ન હોય, તે ચાલીસ હજાર કેવી રીતે આપી શકે? પણ ચુકાવવાની ચિંતા તો હતી ને'

ચિત્તરંજન પોતાના પિતાના સૌથી મોટા પુત્ર છે. પિતા અસ્વસ્થ થતાં ભાઇબ્હેનોને ભણાવવાનો તેમજ તેમના ભરણપોષણનો ભાર તેમના શિર ઉપર આવી પડ્યો. ચિત્તરંજને તે પ્રસન્નતાથી ઉપાડી લીધો; અને તેમની કેળવણીની ઉત્તમ પ્રકારની વ્યવસ્થા કરી દીધી. સત્પાત્રોથી બ્હેનોના લગ્ન કરીને તેમણે એ કર્તવ્યનું બહુ ઉત્તમ રીતે પાલન કર્યું. તેમને બે ભાઇ અને પાંચ બ્હેનો હતી. બન્ને ભાઇને વિલાયત મોકલીને બેરિસ્ટરની પરીક્ષા અપાવી; પરંતુ તેમને પોતાના ભાઇ અને બ્હેનોથી બહુ શોક થયો. મોટી બ્હેન નાની ઉમરે વિધવા થઇ. તેની સંતતિનો સઘળો ભાર પણ ચિત્તરંજને પોતાને માથે લીધો. વળી એક બ્હેન અકાળ રોગમાં મરણને આધીન થઈ. સૌથી નાના ભાઇ વસંતરંજન બેરિસ્ટરે સારૂં નામ કાઢ્યું, પણ તેણે પણ નાની વયે વૃદ્ધ માતાપિતા અને મોટાભાઇને શોકસાગરમાં મૂકી પરલોકગમન કર્યું. તેમના બીજા ભાઇ પ્રફુલ્લરંજન હાલમાં પટના હાઇકૉર્ટમાં જજ છે. અંગ્રેજી સાહિત્યમાં તેમનું બહુ સારૂં સ્થાન છે. તેમની રચેલી અંગ્રેજી કવિતાઓની અંગ્રેજ સમાલોચકો પણ પ્રશંસા કરે છે. હિંદુસ્થાનમાંના અંગ્રેજી કવિતા લખનારાઓમાં તેમનું સ્થાન બહુ ઉંચું છે. તે અંગ્રેજી સાહિત્યના મર્મજ્ઞ અને કવિ છે.

એક બ્હેન અમલા દાસગુપ્તાનું મૃત્યુ થયું. તે સંગીત વિદ્યામાં બહુ નિપુણ હતી. કલકત્તાની કોંગ્રેસમાં વંદેમાતરમ્‌નું સંગીત અ-

દાને શ્રોતાગણોમાં એક નૂતન ભાવની સૃષ્ટિ નિર્માણ કરીને સૌને મુગ્ધ બનાવ્યા હતા. ત્યાર પછી પુરૂલિયામાં અનાથ આશ્રમ ખોલ્યું. અને આખા દેશના અનાથ અને રોગી ની સેવા કરવાનો ભાર પોતાને માથે લીધો. આ આશ્રમના નિભાવ માટેની આર્થિક મદદ માટે ભાગે ચિત્તરંજનદાસ આપતા. આ પુણ્ય કાર્ય કરતાં કરતા તેઓની પ્રકૃતિ બગડી; અને થોડાજ દિવસમાં તેમના કર્મમય અવિવાહિત જીવનનો અંત આવી ગયો. અને તેજ દિવસે ચિત્તરંજનની એક બ્હેનના યોગ્ય સ્વામી બધી માયા છોડી આ સંસાર છોડી ગયા. ઉર્મિલાદેવીએ, વિધવા થતાં પોતાનું જીવન દેશસેવામાં સમર્પ્યું છે. અને બંગાળી કન્યાઓને રાષ્ટ્રિય કેળવણી આપનારા એક નમુનેદાર સંસ્થા ચલાવી રહ્યા છે. ગયા ડીસેમ્બરમાં ભજવેલા ભાગ તેમજ કોંગ્રેસમાં આગળ પડીને કામ કર્યું છે તે તો જાણીતુંજ છે. આ પ્રમાણે અનેક ઘટનાઓથી તેમના જીવનમાં અનેક કલેશો થયા. પરંતુ વૈષ્ણવ ધર્મના ઉચ્ચ ભાવયુક્ત, ગીતાજીના આદર્શને માનવાવાળા હોવાથી બધા દુઃખને લીલામય ભગવાનના હાથમાં સોંપી હમેશાં કર્મ કરતા રહ્યા.

આજે માતાના હાથે ઉછરી ચિત્તરંજને માતૃભૂમિને માતાની જ પ્રતિમા બની છે. માતાની મીઠી યાદથી તેમની આંખમાં આંસુ આવે છે આ દેશને માટે દુઃખ સહન કરવા નવજીવન પ્રેરે છે. ગુણવાન સ્ત્રી કર્તવ્યના બરાબર કિંમત સમજનાર, પવિત્રતાના આદર્શરૂપી, ધૈર્યમાં અડગ અને અટલ ગુણવાન સ્ત્રી હતા. ભુવનમોહનની પડતીના

દિવસમાં જ્યારે ઘરખર્ચ મહામહેનતે નીકળતું અને ઘરકામ માટે નોકર રાખી શકાતો નહિ, ત્યારે બધું ઘરકામ જાતે કરવા ઉપરાંત પોતાના સ્વામી અને સંતાનો તથા કુટુંબી જનો માટે ભોજન તૈયાર કરતા. અને ઘણીવાર અન્ન ન હોવાથી ભૂખ્યા રહેતા: છતાં તેમના મોઢા ઉપર હમેશાં સ્મિત જણાતું. તેમના ઘરમાં તે વખતે એક સંબંધી રહેતો હતો. તે ગરીબ હતો અને અધુરામાં પુરૂં તેને દારૂનું વ્યસન હતું. જ્યારે ભાઈ સાહેબ ઢીચીને આવ્યા હોય, ત્યારે તેમને પુષ્કળ ગાળો ભાંડતો; આથી ભુવનમોહન ઘણીવાર કચવાતા અને તેને ઘરબહાર કાઢી મૂકવા તૈયાર થતા, પરંતુ તે વચ્ચે પડતા અને કહેતા કે તેમ કરવાથી ગરીબ બિચારો ભૂખથી મરી જશે. તેની વતણુકથી તેઓ કદી ખોટું લગાડતા ન હતા. સહૃદયતા અને દયાળુતાની જાણે અવતાર. "રડનારાંની સાથે રડવાનું ઘટે" એક વિકાન્તે ગાયેલ કાવ્ય તેમના જીવનમાં બરાબર ઉતરેલું જણાયું છે. પારકાના દુઃખેદુઃખી થનાર તેઓ હોવાથી જ્યારે કોઈ દુઃખીની હકીકત તેઓ સાંભળતા, ત્યારે તેમની આંખમાંથી આંસુ ધારા વહેતી. તેના સ્નેહનાં ઝરણાં તેના સંતાનમાંજ ન સમાતાં. ભુવનમોહનના એક મિત્રની પત્ની સુવાવડમાં મરી ગઈ. તેમણે તે બચ્ચાને ઉછેરવાનું માથે લીધું હતું. તેમના મરણના થોડા વખત પહેલાંજ પુરૂલિયામાંની એક દાસી કમનસીબે ગંભીર માંદગીથી પટકાઈ પડી અને ભુખમરાથી મરી જતી હતી, તેના ખબર મળતાં તરતજ તેને જોતી મદદ કરી જીવ બચાવવાનું પુણ્ય લીધું. દીનદુઃખીના બિછાના આગળ સદાયે તમે તેને દરેક જાતની મદદ કરતી જોયા વિના નજ રહો.

તેમણે કદીયે ભિક્ષુકને બારણેથી ખાલી હાથે પાછો વાળ્યો નથી. વિલાસ કે મોજમજાહની ઇચ્છા રાખી નથી. પતિનું દેવું ચુકવવા માટે તેમણે પોતાનું જીવનધન સઘળું સ્ત્રીધન અને દાગીના આપી દીધા હતા.

આવા સ્વભાવ હોવા છતાં તેમનામા સ્વમાનની લાગણી પુરેપુરી જાગૃત હતી. કદી પણ તે અન્યાય સહન કરી શકતા નહિ. ચિત્તરંજનનુ જીવન તેની માતાના આદર્શો ઉપર ઘડાએલું જણાયું છે. માની અંતિમ દશા વખતે તેઓ હાજર રહી શકયા નહતા. પોતાના અંતકાળે પ્રાણ પ્યારા પુત્રને છેલ્લું ન મળી શકવાથી તેમણે તેના "સાગર સંગીતના પુસ્તકને હૃદય ઉપર મૂકતાં પોતાના સ્વામીને કહ્યું કે જો ભગવાન ફરીથી તેને સ્ત્રીજન્મ આપે, તો ચિત્તરંજન જેવો પુત્ર થાય એવી માંગણી કરે. માતાના મૃત્યુના સમયે, જ્યારે ચિત્તરંજન આગગાડીમાં મુંબઇથી કલકત્તા આવતા હતા ત્યારે, તેમને સ્વપ્ન આવ્યું, તેમાં તેમને માતાનું દર્શન થયું. કેવો અદ્‌ભુત ચમત્કાર.

માતાના મૃત્યુ પછી ૭ મહિને પિતા મૃત્યુ પામ્યા. તેમણે શ્રાદ્ધ ક્રિયા કરી અને ગરીબોને જમાડયા જે વખતે ગરીબોને ભોજન અપાતું હતું. તે વખતે ચિત્તરંજન જાતે ત્યાં હાજર રહ્યા. જે જે ચીજો તેમના પિતાને બહુ ગમતી હતી તે બધી તે ગરીબ ભિખારીઓને છૂટે હાથે આપવાનો તેમણે હુકમ કરી દીધો હતો. ભિખારીઓ જયનાદ ગજવી ગગન ભરતા તે દેવોને પણ જોવા જેવું એક દૃશ્ય હતું ! અને ઘણા મહિના સુધી ચિત્તરંજને ગરીબોને કેવા જમાડયા તે વિષય તે વખતમાં સાધારણ જન સમાજમાં ચર્ચાતો રહ્યો.

તેમના માતાપિતા બહુ સમય સુધી જીવતાં રહીને દુઃખ ભોગવી રહ્યા હતા. તે વખતથીજ તેમના મનમાં વૈષ્ણવ ધર્મનો પ્રભાવ વિશેષ પડી રહ્યો હતો. તેમનો હિંદુ ધર્મમાં વિશ્વાસ તો સદાનો હતોજ, તેમાં વળી તે વખતથી એક સાત્વિક વૈષ્ણવ ધર્મોપાસક થઇ ગયા.

આટલા થોડા વખતમાં માતાપિતા બંનેના વિયોગથી ચિત્તરંજન શોકથી બહુ વિહ્વળ થઇ ગયા. તેમની નવિન ગૃહણ કરેલી ધાર્મિક ભાવનાથી આ શોકમાં તેમને બહુ શાંતિ મળી. આ વખતે તેમણે બ્રાહ્મોસમાજમાંથી મેમ્બરના લીસ્ટમાંથી નામ કાઢી નંખાવ્યું અને સંપૂર્ણપણે હિંદુ બનીને મૂર્તિપૂજા કરવા લાગ્યા.

આ બધા પારિવારિક સંતાપોમાં ચિત્તરંજનને તેમની પત્ની વાસંતીદેવી પાસે બધાથી વધારે શાંતિ મળતી હતી. તેમના લગ્ન ઇ. સ. ૧૮૯૮ ના માહ મહિનામાં થયા હતા. વાસંતીદેવી વિજની સ્ટેટના પહેલાના મેનેજર સ્વર્ગસ્થ વરદા હલદર મહાશયના પુત્રી થાય છે. હિંદુ ધર્મના શાસ્ત્રકારોએ સહધર્મિણીનીજે વ્યાખ્યા બાંધી છે તે અક્ષરશઃ વાસંતીદેવીમાં દેખાય છે. શોકના સમયમાં સ્વામીને સાંત્વન કરનારી, સાહિત્ય ચર્ચામાં સહયોગિની, તેમના કાવ્યોને નિષ્પક્ષ રીતે વાંચી સમાલોચના કરનારી અને દેશના કાર્યોમાં સદા સહાય કરનારી રહેલા છે. સાધારણ સ્ત્રીઓની પેઠે તેમને વસ્ત્રાભૂષણનો મોહ નથી, પણ સાદા પોશાકમાં એવા લક્ષ્મી સ્વરૂપ દેખાય છે કે ભાવથી આપણું મસ્તક ઢળી જાય છે. 'ટુંકામાં મનુભગવાને બાંધેલી વ્યાખ્યામાં તે આદર્શ

ગૃહિણી હોવા ઉપરાંત ચાલુ જમાનાની વ્યાખ્યામાં પણ છે. તેમના મોઢાપર સદાયે શાંતિ રહેવા સાથે આંખોમાં પુણ્યનો વિજળી પેઠે પ્રકાશ રહે છે. કોઇએ તેમના મોઢામાંથી ક્રોધનો શબ્દ નથી સાંભળ્યો. તેમના દીઅર અને નણંદ તેમને માતા જેવી સમજે છે અને તેમની તરફ બહુ માનપૂર્વક જુએ છે. પોતાના વ્યવહારમાં નિર્ભય થઇને મોટી બહેનની પેઠે સ્નેહપૂર્વક કેળવણી આપે છે. આધુનિક શિક્ષણની સુશિક્ષિત મહિલા ગણાય તેવી અથવા યુનિવર્સિટિની તેમની પાસે કોઈ ઉંચી ડિગ્રી નથી. છતાંયે તેમનું અંગ્રેજી અને બંગાળી સાહિત્યનું જ્ઞાન ઉત્તમ અને ગંભીર છે. સંસ્કૃત સાહિત્યથી પણ તે પરિચિત છે. વળી સુંદરીસંઘના પ્રશ્નોમાં રસભેર ભાગ લે છે તેમજ તેની હિલચાલોમાં તેમનો ઘનિષ્ટ સંબંધ છે, તેમનો મોટો સમય ગૃહ કાર્યોમાં અને ગુપ્ત રીતે લોકસેવામાં જ વીત્યો છે. તેમને જાહેરમાં આવવાની ઇચ્છા ન હતી, પણ હિંદના સુંદરીસંઘે તેમના ગુણોને પીછાણી તેમને જનસમાજમાં જાહેર કર્તવ્ય ક્ષેત્રમાં ઉતાર્યાં છે. ઇ. સ. ૧૯૧૯માં અમૃતસરમાં અખિલ ભારતીય મહિલાપરિષદ્‌માં પ્રમુખપદ આપીને તેના ગુણની જેવી રીતે કદર કરી–પુજા કરી તેવીજ રીતે મોટી વિપત્તિમાં પણ મૂકી દીધા. કારણકે લોક આગળ ભાષણ આપવાની વાત નીકળતાં જ તેમને સંકોચ થતો હતો. છતાંયે દેશની બહેનોની માંગણીનો અનાદર ન કર્યો. તેમનું ભાષણ બહુ આકર્ષક અને શિક્ષાપ્રદ થયું. તેમાં તેમણે ભારતની ગૃહલક્ષ્મીના સંબંધમાં ચર્ચા કરી. જે ઉપદેશ આપ્યો તે ટુંકામાં આટલા વાક્યો ઉપરથી જ સમજાશે.

અને રાણીબેન, આમારાદેર આદર્શ સતી, સાવિત્રી ઓ સીતા પતિ પ્રયોજન અને દે તાહા હોઇને વર્તમાન કાલે-કાજે ઉપયોગી

કરિયા લઇબાર જન્ય સેઈ ભારતીય આદર્શકે સંસ્કાર કરિયા લઉન; કિન્તુ સેઇ ભારતેર ચિરન્તન આદર્શ કે નષ્ટ કરિતે ચેષ્ટા કૈરિયેનના" "અર્થાત્ સ્મરણમાં રાખો" આપણો આદર્શ સતી સાવિત્રી અને સીતા છે. જરૂર પડતાં તે ભારતીય આદર્શનો ઉદ્ધાર કરો તેને આજકાલના માટે ઉપયોગી બનાવી લો, પણ ભારતના તે પ્રાચીન આદર્શને નષ્ટ કરવાનો પ્રયત્ન કરશો નહિ." ખરૂં કહીએ તો વાસંતી દેવી હિંદુધર્મના ઉચ્ચભાવોથી રંગાએલી આદર્શ ગૃહિણી છે. સાધારણ સ્ત્રીઓમાં સમાજની જે કુરીતિઓ એકત્રિત થઇને નર્કની એક સૃષ્ટિ થઇ ગઇ છે, તેની તેમનામાં જરાયે અસર નથી. તે મહા બુદ્ધિશાલિની, કરૂણામયી, દાનશીળ પરોપકારી આદર્શ દેશ સેવિકા હિંદુ મહિલા છે.

આર્યપ્રજા ધર્મ અને સમાજને જૂદાં નથી માનતી. આપણો એ સનાતન સિદ્ધાંત છે કે સમાજે ધર્મને ટેકો હોય તેવા નિયમોને અનુકુળ ચાલવું જોઇએ. જો સામાજીક નિયમો માનવીઓની ઉચ્છૃંખલ પ્રવૃત્તિઓ ઉપર જ આધાર રાખતી હોય, તો તેનામાં ઘોર અસ્થિરપણું આવી જાય. બુદ્ધિ પણ સાચો રસ્તો બતાવી નથી શકતી. તેથી જ ધર્મના સનાતન સિદ્ધાંતોને જ સામાજીક સમસ્યાઓ ઉકેલવાને અંતિમ પ્રમાણભુત ગણાય છે, પણ આજકાલ એક નવી અડચણ થઇ છે, ધર્માચાર્યોમાંયે મતભેદ પડી ગયા છે, ધર્મની વ્યાખ્યા ભિન્ન ભિન્ન પ્રકારની કરવામાં આવી છે. આ ભિન્નતાનો પ્રભાવ સામાજીક ક્ષેત્રમાં પ્રચંડ રીતે પડે છે. એક પક્ષ કહે છે કે સનાતન ધર્મ જન્મથી જાતિ માને છે તેમ જ સ્પર્શાસ્પર્શના ભેદને મટી ન શકે તેવો માને છે. તે પક્ષના મત પ્રમાણે સમુદ્ર પાર

પરદેશગમન, વિધવાવિવાહ, વર્ણાંતર લગ્ન વગેરેનો નિષેધ છે. બીજો પક્ષ કહે છે કે સનાતન ધર્મ એવો ઉદાર છે કે મનુષ્ય મનુષ્યમાં ભેદભાવ તે જોતો નથી. આજકાલમાં જે કંઈ ભેદભાવ નજરે પડે છે તે પાછળથી આવી ગએલો છે અને તેનું કારણ એ છે કે સનાતન ધર્મનું કલેવર દૂષિત થઈ ગયું છે.

વિચાર પણ આ પક્ષનું જ સમર્થન કરે છે. એ વાત ખરી કે બધા મનુષ્યો કંઈ સમાન ગુણશીળ નથી હોઈ શકતા, પણ તે પ્રાકૃતિક નિયમને લીધે આપણે તેને જુદા જુદા નથી કરી શકતા. શું બધા બ્રાહ્મણ નામધારી એકમાંથી જ થાય છે, કોઈ મનુષ્ય ગમે તેટલો કદરૂપો હોય, તેની વૃત્તિ ગમે તેવી નિંદનીય હોય, તેનાં આચરણ ગમે તેવા ઘૃણા ઉત્પન્ન કરે તેવાં હોય, છતાંયે તે મનુષ્ય છે. જે લોક એમ માને છે કે મનુષ્ય યોની બાજી બધી યોની કરતાં શ્રેષ્ઠ છે તે કદી પણ કોઈ પણ માણસને કોઈ પણ પશુથી નીચ નહિ માની શકે. પણ આજકાલ આપણામાં–હિંદુમાં–એવો બુદ્ધિભ્રમ થએલો છે કે આપણે લાખો માણસોને કુતરા બિલાડા કરતાં પણ વધુ નીચ માનીએ છીએ. ઘોડા પવિત્ર છે પણ તેનો કોચમેન અપવિત્ર માનીએ છીએ. આપણી બુદ્ધિના તે શાં શાં વખાણ કરવા ?

મનુષ્યના સ્વભાવ ઉપર તેના ધાર્મિક વિચારનો બહુ મોટો પ્રભાવ પડે છે. વળી કેટલાક તો એવા પણ હોય છે કે કોઈ વિશેષ ધર્મ અથવા મતમતાંતરને ન માનતાં પોતાના ઉજ્જવળ ચરિત્રથી ભલભલા ધર્માચાર્યોને પણ વિશ્વ જ જીત કરે છે, પણ એવા પુરૂષ તો વીરલા જ. પણ એટલું તો ખરૂં કે સચ્ચારિત્ર્યને ધર્મનું બળ મળે છે. અને સચ્ચરિત્ર ધર્મ પાદપનું સુરભિ પુષ્પ છે. ચિત્તરંજન જાતિભેદ

નથી માનતા. તેઓ વૈદિક યુગના હિંદુ ધર્મને માને છે. વૈદિક ધર્મનો સાર અને મર્મ હૃદયંગમ કરવા વિદ્વાન પંડિતો પાસે વેદનો અભ્યાસ કર્યો છે, તેમણે જાતે બ્રાહ્મણ કન્યાથી લગ્ન કર્યું છે. તેથી તેમને એક પુત્ર અને બે પુત્રી છે. મોટી પુત્રીનું લગ્ન તેમણે એક કાયસ્થ સાથે કર્યું છે. પુત્રને પશ્ચિમ બંગાળાના વૈશ્ય કુટુંબમાં પરણાવ્યો છે. આ બંને લગ્નો તેમણે મોટા મોટા પંડિતોની સલાહ લઇને હિંદુ ધર્મ અનુસાર કર્યાં હતા. મોટી છોકરીના લગ્ન એક કાયસ્થ સાથે નક્કી થએલા જોઇ સમાજમાં ખુબ ચર્ચા થવા માંડી. મોટા મોટા ધુરંધર પંડિતોએ તે શાસ્ત્રીય ગણેલું હોવાથી સમાજના કેટલાક નેતાઓ પુષ્કળ છંછેડાયા. તે લગ્ન વખતે તેમની ઇચ્છા પુરોહિત તરીકે બ્રાહ્મણને બોલાવવાની ઇચ્છા ન હતી. આ સંબંધી પત્ની સાથે તેમને ખુબ ચર્ચા થઇ. લગ્નના થોડા દિવસ પહેલાં તેમણે બ્રાહ્મણ પુરોહિતને નહિ બોલાવવાનો જ નિશ્ચય કર્યો હતો. તેનું કારણ સ્પષ્ટ જ છે. જે જાતિભેદને આવશ્યકતા ન સમજે તે બ્રાહ્મણોને વિશિષ્ટતા શા માટે આપે ? મહાન પંડિતો અને પુરોહિતો મારફતે એ શુભ કાર્ય થઇ શકે. એક દિવસે વાસંતીદેવી સાથે એ સંબંધમાં તેમને બહુ વિવાદ થયો. વાસંતીદેવીનો મત બ્રાહ્મણ પુરોહિતને તેડાવવાનો હતો. બહુ લાંબા સમય સુધી વિવાદ થયા પછી ચિત્તરંજન બાબુ ઉઠીને તે સ્થાન છોડી ગયા. ત્યાર પછી સ્વામીને શય્યામાં ન જોઇ વાસંતીદેવીએ તેમને બહુ ખોળતાં તે છજામાં એકલા આંટા મારતાં જણાયા. પાસે જઇને જોયું, તો માનસિક આવેશથી ચિત્તરંજનદાસ કંપી રહ્યા હતા. ભગવાનની પ્રાર્થના કરી રહ્યા હતા અને તેમની બંને આંખો આંસુથી છલકાતી હતી. વાસંતીદેવી

સ્વામીદેવની પાસે જઇને બોલ્યા, “જુઓ! તમે બરાબર વિચાર કરી લો. તમે સમાજને તોડવા નથી માંગતા, પણ તેનો ઉદ્ધાર કરવા માંગો છો તેથી તમારે ધીરે ધીરે કામ કરવું જોઇએ. આ વખતે જો બ્રાહ્મણ પુરોહિત વિના તમે પુત્રીનું લગ્ન કરશો, તો જનસમાજ તમારા સુધારાને–તમારા આદર્શને–નહિ માને. પણ જો આ વખતે માત્ર જાતિભેદ ન માનીને પુત્રીનું લગ્ન કરશો, તો તમારા આદર્શને ઘણા લોક અનુસરશે અને તમારો ઉદ્દેશ પણ સફળ થશે. તેથી આ વખતે તમારે બ્રાહ્મણ પુરોહિત બોલાવવો જોઇએ.” આ વખતે જાણે ચિત્તરંજનદાસ સ્વપ્નામાંથી જાગ્યા હોય તેમ શ્વાસ લઇને “હા! તમે મને પ્રકાશનું દર્શન કરાવ્યું છે.” જે અશાંતિમાં ચિત્તરંજનદાસ હતા તે મટી ગઇ. લગ્નને માટે તૈયારીઓ બરાબર પાર ઉતરી ગઇ. ત્યારપછી પુત્રનું લગ્ન પણ બ્રાહ્મણ પુરોહિત મારફતેજ કરાવ્યું. આ પ્રમાણે અનેક અશાંતિના વખતે તેમણે મંત્રીની પેઠે મંત્રણા અને દિલાસો મેળવ્યાં છે. તેમની પુત્રીના લગ્ન વખતે મોટા મોટા પંડિતો આવ્યા હતા. તેમાં મહામહોપાધ્યાય પંડિત હરપ્રસાદશાસ્ત્રી, સ્વર્ગસ્થ મહામહોપાધ્યાય ડૉક્ટર સતીશચંદ્ર વિદ્યાભૂષણ પણ હતા. અને કાશીથી મહામહોપાધ્યાય પંડિત કવિ–સમ્રાટ્ યાદવેશ્વર કવિરત્ન પણ આવ્યા હતા.

આ બધા ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે ચિત્તરંજન એક વિશુદ્ધ હિંદુ છે. છતાં સામાજીક બંધનો જે મનુષ્યોને ત્યાગવાનું શીખવે છે, કુળાભિમાનથી પરસ્પરમાં ઉંચનીચની ભાવના ઉત્પન્ન કરે છે, વર વિક્રય અને કુલીનતાના નામ નીચે જે આસુરી અત્યાચારો ચલાવી સમાજનો નાશ કરે છે, તેને કદી નમતું નથી આપ્યું.

તેમણે એક દિવસ વાત કરતાં કહ્યું હતું કે, "સમાજ એવો મરણ પથારીએ પડયો છે કે તેનો પત્તો જ નથી. કેટલીયે સ્નેહલતાએ પોતાનું બળિદાન આપ્યું છે, પણ જરાયે ચેતન આવ્યું નથી. છતાંયે સર્વસ્વ વેચીને પુત્રીને પરણાવવાની ફરજ પડે છે." વરવિક્રય સંબંધમાં કન્યાના પિતા ગમે તે ભોગે પણ કન્યાદાન કરી ચૌદ પેઢીનો ઉદ્ધાર કરવાનું સમજે છે તેજ અનિષ્ટનું મૂળ છે. શા માટે કન્યાઓને એવી કેળવણી ન આપવી કે તેઓ પોતાનું જીવન પારકા ઉપર આધાર રાખ્યા વિના ચલાવી શકે? પછી લગ્ન થાય તો ઠીક અને ન થાય, તો કુમારિકા જીવન-ગાળીને અનાથ રોગીઓની સેવા કરીને શા માટે પવિત્ર માતૃત્વનો પરિચય ન કરાવે? લાખો બાળ વિધવાના આંસુ જોઇને જો સમાજનું કઠોર હૈયું નથી પીગળતું, તો કુમારિકાના દુર્ભાગ્ય તીર વડે એ સમાજની આંખ વીંધવી જોઇએ એમ ચિત્તરંજન કહેતા.



## બેરિસ્ટર.

ઈ. સ. ૧૮૯૩માં વતન પાછા આવી ચિત્તરંજનદાસે કલકત્તાની હાઈકોર્ટમાં બેરિસ્ટર તરીકે કામ શરૂ કર્યું. વકીલાત કરવી તેમને પસંદ ન હતી. તેમનો સાહિત્યનો શોખ તેમને શિક્ષક થવા દોરી રહ્યો હતો, પરંતુ તેમણે જોયું કે જે મહાન જવાબદારીઓ તેમને માથે મૂકાઈ છે, તે ઉચકવા માટે દેવું ચુકવવાની તક તેમને બેરિસ્ટર થાય તોજ વધારે જલદી મળી શકે તેમ હતુ. ધંધાની પસંદગી કરવી એ મહા મુશ્કેલ કામ છે. અને ચિત્તરંજન માટે તે બમણી મુશ્કેલીવાળું બન્યું હતું. પોતાનું જીવન જેને માટે લાયક છે તે ધંધો લેવો અને બીજો ધંધો લઈ તેને અનુકુળ જીવન બનાવવું એ બેમા બીજું કામ કપરૂં છે. અમારા વાંચકોમાંથી કર્તવ્યથી જેમનું હૃદય રંગાયું છે તેજ ચિત્તરંજનની મુશ્કેલી સમજી શકશે. જીંદગી ખેંચવાનુંજ જેઓ માનતા હોય, તેઓ નહિજ સમજી શકે.

આપણે આગળ જોઈ ગયા તેમ તેમની વકીલાત શરૂઆતમાં ઠીક ચાલતી ન હતી જે આવક થતી હતી તે એવડી ન હતી કે તે વડે દિવસો સરળતાથી પસાર કરી શકાય. વિલાયત જતી વખતથીજ તેમની આર્થિક સ્થિતિ નબળી હતી. દેવાનો ભાર એટલો વધી ગયો હતો કે તે સમય માટે અશક્ય જેવું થઈ પડયું હતું. પિતૃભક્ત ચિત્તરંજને બેરિસ્ટરની કારકિર્દિ શરૂ કરતાં વેંતજ દેવું ફેડવાનું માથે લીધું હતું, પણ નવી બેરિસ્ટરી હોવાથી આવક બહુ ઓછી હતી. ઘરખર્ચ માંડમાંડ નીકળતો, ત્યાં દેવું શી રીતે વધારે ચુકવી શકે ? તેથી લેણદારો તેની અનેક પ્રકારે નિંદા કરવા લાગ્યા હતા. આથી નિરૂપાય બનીને દેવા-

માંથી બચવા પિતાની સાથે નાદારી નોંધાવવી પડી. બીજાના પૈસા ડુબાવવાની તેમને લેશમાત્ર પણ ઇચ્છા ન હતી, પણ બીજો કોઇ ઉપાય ન જોવાથી પોતાની નાદારી નોંધાવતા તેમના મર્માશયમાં સખ્ત આઘાત થયો, પરંતુ કર્તવ્યનું આવ્હાન થતાં તેને માટે આત્મમર્યાદા, જ્ઞાન અને સ્વાર્થોન્નતિની ઇચ્છાનું બળિદાન કરવું પડે છે તે તે સમજતા હતા. પિતાનું ઋણ માથે લઇ લેવું એ તેમનું એક પરમ આવશ્યક કર્તવ્ય હતું એટલું જ નહિ પણ ગારવ હતું. પિતાના લાયક પુત્રની પેઠે તેમના સુખદુઃખ, માનઅપમાન, મર્યાદા અને ઉપેક્ષાના સંમાન ભાવથી વધારે પ્રમાણમાં સ્વયં ન ગૃહી શકવાની અસમર્થતાને ચિત્તરંજન અંહકારી કામ કહેતા. આજ તેમના જીવનની પ્રથમ વીરતા અને તેજસ્વીતાનો પરિચય કરાવે છે.

બેરિસ્ટરીની પ્રથમાવસ્થા મોટી નિરાશાજનક હોય છે. નિરાશાના અંધકાર કૂપમાં ડુબતાં ભાગ્યોદય થશે કે નહિ એ સમસ્યાનો ઉકેલ કેવી ભયાનક અને કષ્ટદાયક સ્થિતિએ પહોંચાડે છે તેનું અનુમાન સહજ થઇ શકે તેમ છે. તે વખતે ભવિષ્યમાં ચારે બાજુ જોતાં માત્ર અંધકાર જ દેખાય છે, પ્રકાશનું નામ નિશાન નથી દેખાતું, જીવન જાણે એક વિરાટ મરૂભૂમિ મધ્યમાં મૃગ તૃષ્ણાની પેઠે આશાનું સરોવર હોય તેવું જણાય છે. તે સાથે જો માથે પ્રચંડ દેવાના ભારની અશાંતિ હોય, અને સંસારમાં પદ અને ગૌરવની હિનતાનું દુઃખ પણ જો સાથે સાથે હોય, તો તે અવસ્થા કેવી હોય તેની તો માત્ર કલ્પનાજ! કહેવાનો ઉદ્દેશ એજ કે મનુષ્યની આર્થિક સ્થિતિ ખરાબ હોય, તો તે હંમેશાં ચિંતાતુર અને ઉત્સાહહીન રહે છે, પોતાની શક્તિ ગુમાવતો જાય છે અને તેનું મન કોઇપણ કામમાં

ખોટતું નથી; અને તેમાં સફળતાયે મળી શકતી નથી, છતાં દેશબંધુ દાસ પોતાની ચિંતાઓને મર્યાદિત રાખતા હતા. તેમનું ધૈર્ય પુરૂષાર્થ અને સાહસ જેમનું તેમજ રહ્યું. અને મહાપુરૂષોની પેઠે વિપત્તિની વેળાએ ધૈર્ય ધારણ કરવાનું લક્ષણ તેમનામાં જણાયું.

શોચનીય અવસ્થાને લીધે પૂર્ણ પ્રતિભાવાન હોવા છતાંયે શરૂઆતમાં બેરિસ્ટરીમાં સારી કમાણી ન થઇ. અને દેવાની ચિંતાને લીધે તેમજ આર્થિક સંકડામણને લીધે બુદ્ધિનો વિકાસ પણ ન થયો. તેમને એક વાતનું દુઃખ બહુ લાગતું હતું. દેવાળીઆ હોવાથી નિઃસંકોચપણે દેશસેવાના કાર્યમાં ભાગ લઇ શકતા નહિ. તેથી વિપત્તિ હઠાવ્યા વિના કાંઇ પણ કરવું નહિ, કોઇ કોઇ ઠેકાણે જવું નહિ એવું તેમણે ઠરાવ્યું. એમ કહેવાય છે કે કરજ મુક્ત થતાં સુધી દાસમહાશય ધંધાના કામ વિના બહાર પડયા જ ન હતા, તો પછી હળવામળવાની વાત શી? કરજ મુક્ત થવાની તેમના હૈયામાં ધગશ લાગેલી હોવાથી રાષ્ટ્રિયતાની સ્ફૂર્તિને ઝાઝો અવકાશ તેમણે નથી આપ્યો. જો આવી વિષમ સ્થિતિ ન હોત, તો ઘણા વખત પહેલાંથી જ સર્વ પ્રકારના રાજનૈતિક, સામાજીક આંદોલનમાં ભાગ લઇને પોતાની અસાધારણ દેશપ્રીતિનો પરિચય કરાવી અદ્ભુત મનુષ્યત્વ, કાર્યદક્ષતા અને સ્વદેશ પ્રેમદ્વારા તેમણે જેમ સર્વ સાધારણનું હૃદય જીતી લીધું છે તેમજ બહુ વખત પહેલાંથી જનસમાજના નેતાનું સન્માન મેળવી લીધું હત. પણ કમનસીબે તેમની સ્થિતિ અનુકુળ ન હતી. માર્ગમાં અનેક કંટકો પથરાઇ ચુકયા હતા.

તેમની કર્મશક્તિ અને અસાધારણ કાયદા શાસ્ત્રનું જ્ઞાન પ્રથમથી જ જણાઈ આવ્યું હતું. પણ તેનો વિકાસ કરવાની તક બહુ

વર્ષો સુધી ન મળી. નોઆખાલિમાં એક મુકદ્દમામાં મેજીસ્ટ્રેટ કારગિલ સાહેબને સાક્ષી આપવાની હતી. ન્યાયાધીશે તેમને ઉભા ન રાખતાં બેસવા માટે ખુરશી આપી હતી. ચિત્તરંજને ઉલટ તપાસના સવાલ પુછવા માંડયા. જવાબ દેતાં દેતાં સાહેબનો મિજાજ ગરમ થઇ ગયો. સાહેબે ચિત્તરંજનનું અપમાન કરવા "બાબુ" શબ્દ વાપર્યો. "બાબુ" શબ્દ મૂળે તો ખરાબ નથી પણ જ્યારે અંગ્રેજ લોક હિંદીઓને 'બાબુ' કહે છે ત્યારે અપમાનનો સૂર તેમાં જણાઈ આવે છે. સુકા ઢગલામાં ચિનગારી પડે તો તે જેમ પ્રજ્વલિત થઇ ઉઠે, તેમ ચિત્ત-રંજન ગરજતા બોલ્યા, "મિ. કારગિલ સભ્યતાને માટે તમને બેસવા માટે ખુરશી આપવામાં આવી છે, નહિ તો હું આજ વખતે તમને ઉભા રહેવાની ફરજ પાડી શકું તેમ છું. મને આશા છે કે જેવી રીતે આપની સાથે સભ્યતાવાળો વ્યવહાર ચલાવવામાં આવ્યો છે, તેવી રીતે તમે પણ સજ્જનતાપૂર્વક વર્તન ચલાવશો."

તેમનાથી કદીયે અન્યાય કે અપમાન સહન થઈ શકતું નહતું. જો જજ કંઇ અન્યાયપૂર્વક વર્તતા, તો હંમેશા ચિત્તરંજન તેનો સખત વિરોધ કરતા. જે કામમાં એમના કહેવા ઉપર વિચાર ચલાવવામાં નહિ આવતો, તે કામ છોડીને ચાલ્યા જતા. ઢાકાના રાજદ્રોહના એક કેસમાં એવી રીતે જ ચાલ્યા ગયા હતા. જેણે જીવનભરમાં ન્યાય વિરૂદ્ધ કંઈ આચરણ નથી કર્યું તે બીજાના અન્યાય શી રીતે સહી શકે ? પછી તે અન્યાય કોઇ મનુષ્યનો હોય, કે સમાજનો કે રાજ્યનો.

પોતાની નામના માટે, તેમજ જ્ઞાન માટે કલકત્તામાં રહીનેજ વકિલાત કરવી ઠીક થઇ પડે છે, છતાં આર્થિક સ્થિતિ બહુજ નબળી હોવાથી તે પૈસા માટે કલકત્તા બહાર જતા હતા. કારણ કે નવા

બેરિસ્ટરને માટે બહાર જઇને કામ કરવું એજ ઠીક થઈ પડે છે. તેથી તેમના જ્ઞાનની બહુ ક્ષતિ થઇ; પરંતુ સત્ય પ્રતિભા મનુષ્યોને દૃષ્ટિ-ગોચર નથી થતી. પણ સુયોગ મળતાં તેનો વિકાસ થાય છે.

૧૯૦૫ માં લૉર્ડ કર્ઝને બંગાળાના ભાગલા કર્યા. તેથી બધો સુશિક્ષિત વર્ગ ઉશ્કેરાયો; અને ચળવળો શરૂ થઇ. લોકોને આશા હતી કે ગમે ત્યારે પણ સરકાર એક દિવસ પોતાની નીતિ બદલશે. અંતે તેમજ થયું. દિલ્હી દરબાર વખતે બંગાળાના ભાગલા જોડી દઇ એક કરવા પડ્યા. તે વખતે બાબુ સુરેન્દ્રનાથ બેનરજી—જે આજે સર સુરેન્દ્રનાથના નામથી સરકારના ભક્ત બની રહ્યા છે—તે બંગાળાના નેતા હતા. તે વખતે આંદોલનો માટે એવી મુખ્ય વ્યવસ્થા કરવામાં આવી હતી કે વર્તમાનપત્રોમાં વારંવાર લખતા રહેવું, સભાઓ ભરી ઠરાવો પસાર કરી મોકલવા, તથા પરદેશી વસ્ત્રનો બહિષ્કાર કરવો. વિલાયતની પ્રજાનું ધ્યાન ખેંચવાના ઉદ્દેશથી કાર્ય ચાલતું. બહુ પ્રયત્ન કર્યા; પણ ઉદ્દેશ પાર ન પડયો. તેના મુખ્ય બે કારણો હતા. એક તો તે દિવસોમાં મુસલમાનોએ સરકાર પક્ષ લીધો. પૂર્વ બંગાળામાં મુસલમાન વધારે છે. સરકારે તેમને એમ ભંભેર્યા કે હિંદુઓ તમારી ચઢતી જોઇ શકતા નથી, તેથીજ ભાગલા પાડવા નથી દેતા. પરિણામ એ આવ્યું કે મુસલમાનો મારપીટ માટે તૈયાર થયા અને સરકારનું કામ સફળ થઇ ગયું. બીજું કારણ એ હતું કે ચળવળ ઉભી તો કરી, પણ તે સ્થાયી કેવી રીતે નીવડે તેના પ્રયત્નો નહતા. તેમાં વિદેશીના બહિષ્કારના સાધનોનો સંગ્રહ નહતો. લોક તપસ્યા આદરવા તૈયાર નહતા. કોઇ મોટા લોક દેશી કપડાં પહેરવા માટે અગ્રેસર ન થયા. બંગલક્ષ્મી નામનું એક મોટું કારખાનું ખોલ

વામાં આવ્યું, પણ તેથી કાંઇ આખા બંગાળની માંગણીને પહોંચી વળાય તેમ ન હતું. વળી તેમાં વિલાયતી સુતરપરજ કામ થતું. આજે તો મહાત્મા ગાંધીજીએ સ્વદેશીની ચળવળ કરી છે તેમાં મોટા મોટા લોક સ્વદેશી ખાદીના કપડાં પહેરી રહ્યા છે, તેમજ તેના સાધનો પણ તૈયાર કર્યા છે. રેંટીઆનો પુનરૂદ્ધાર કર્યો છે.

આ બે ખામીને લીધે ચળવળ બહુ નબળી પડી ગઇ. ત્યારે કેટલાક નવયુવકોને નવી યુક્તિ સુઝી. તેમણે યુરોપના ક્રાંતિવાદી નિહિલિસ્ટોના વૃત્તાંત વાંચ્યા હતા. તેમનું અનુકરણ તેમણે કરવા માંડયું. ધીમે ધીમે છાની રીતે શસ્ત્રો ભેગા થવા માંડયા. બોમ્બ બનાવવા માંડયા. અંગ્રેજ ઓફિસરો અને હિંદી પોલીસ કર્મચારીઓના ખુન થવા માંડયા. તથા ધનવાનોને લૂટીને પૈસા એકઠા કરવા માંડયા.

આ ગુપ્ત આંદોલનના કર્તાહર્તા કેટલાક ભદ્રલોક અર્થાત્ ઉચ્ચ કુળના યુવકો હતા. તેમાંના મોટે ભાગે સુશિક્ષિત અને ધર્મનિષ્ટ હતા. તેમનું ધારવું એવું હતું કે ભારતનું કલ્યાણ સાધવું એક ધાર્મિક કર્તવ્ય છે તે આદર્શને માટે કુરબાની માટે તૈયાર હતા. આજે આપણે માનીએ છીએ કે તેમની ભુલ થઇ હતી, ભારતનું હિત નિહિલિઝમ કે હત્યાકાંડથી નથી થવાનું, પણ તે અસહકાર અને સત્યાગ્રહ દ્વારા જ થવાનું છે. ગમે તેમ હોય, તોયે તે નવયુવકોની ધર્મનિષ્ઠા, કર્તવ્યપરાયણતા, નીડરતા તથા દ્રઢ સંકલ્પની પ્રશંસા ન કરવી એ પણ એક પાપ છે. ભલે તેમની દિશાભૂલ થઇ હોય, પણ તેમની દેશભક્તિ પ્રશંસનીય હતી. તેમજ તેમની તપસ્યાનું ફળ પણ મળ્યા વિના નથી રહ્યું.

ઇ. સ. ૧૯૦૭ નું સાલ બંગાળાના માટે તો શું પણ આખા

હિંદના ઇતિહાસમાં ચિરસ્મરણીય વર્ષ છે. બંગાળામાં તે વખતે નવી ભાવનાઓ સાથે નવા બળનો સંચાર થઇ ગયો. યુવકો આશાના રંગે રંગાઇ ઉન્મત બની ગયા. વળી તે જ સાલમાં પાશ્ચાત્ય દેશોમાંથી ફરતાં ફરતાં સ્વતંત્રતા દેવીએ ભારતમાં પ્રવેશ કર્યો. દેવ દેવીઓના આગમન વખતે માર્ગ સાફ કરવા માટે ડાકણ શાકણ આગળ ચાલે છે—એટલે ખુના ખરાબી મચે છે. સને ૧૯૦૭ ની એ ખુનાખરાબી સ્વતંત્રતા દેવીના ભારતમાં પ્રવેશના સૂચક હતી.

લોર્ડ કર્ઝને બંગભંગ કરીને જે અમાનુષિકતાનો પરિચય કરાવ્યો હતો; તેથી આખો દેશ સ્વતંત્ર થવા માટે જાગૃત થઇ ગયો હતો. લોકોના હૃદયમાં રાજનૈતિક ભાવ પ્રબળતાથી ઉઠયા. આખા દેશમાં સરકારના અત્યાચાર અને અન્યાયની સામે પોકાર થવા માંડયો, અને સ્વદેશીની મહાન ચળવળનું ભાન પ્રજાને પણ થયું. તે વખતે અધિકારીઓએ આપણા હજારો નિરપરાધી દેશબંધુઓને ફાંસીની સજા કરી, તેમજ જેલ જાત્રા કરાવી પોતાના અન્યાયો અનીતિ અને ઓછાપણાનો પરિચય કરાવી દીધો, પરંતુ વીર દેશબંધુઓના એ અપૂર્વ સાહસ, ત્યાગ અને નીડરતાનો પ્રભાવ નવયુવકો ઉપર પડયો. અને તેથી માતૃભૂમિને દાસત્વની બેડીમાંથી મુક્ત કરવા દ્રઢતા અને સાહસની સાથે હજારોની સંખ્યામાં દેશના કાર્યક્ષેત્રમાં ઉતરી પડયા. દેશપ્રેમની આ મહાન શક્તિ મેળવી જનસમાજ સ્વદેશને માટે પ્રાણની કુરબાની કરવાનું પોતાનું કર્તવ્ય સમજવા લાગ્યો.

આ પ્રબળ આંદોલનને બંધ કરવા માટે થોડા દિવસમાં જ બંગાળામાં ખુબ જોરથી દમનનીતિ શરૂ થઇ અને તેમાં જે મુકદમાઓ ચાલ્યા તેમાં અલીપુર બોમ્બકેસ અત્યંત પ્રસિદ્ધ છે, ૧૯૦૮ ની

મે મહિનાની બીજી તારીખે માનિકતલ્લાના એક બાગમાં બોમ્બ બનાવવાનો મસાલો અને કારતુસો પોલિસને મળી આવી. સાથે ઘણા કાગળ ચીઠ્ઠી પણ મળ્યાં. તેને આધારે ૩૮ માણસો ઉપર રાજ્ય-દ્રોહનો આરોપ મૂકી કેસ ચલાવવામાં આવ્યો. તેમનો એક નરેંદ્ર ગોસ્વામી સરકારી તાજનો.સાક્ષી બની ગયો, પણ તેના બે સાથી-ઓએ તેને જેલમાંજ મારી નાખ્યો. કેસ ચાલતો જ રહ્યો. આરોપી-ઓમાં પ્રસિદ્ધ દેશભક્ત મહાત્મા અરવિંદઘોષ, વારિન્દ્ર કુમાર ઘોષ, હેમચંદ્રદાસ, ઉલ્લાસકર દત્ત એવા એવા લોકો હતા. એમ કહી દેવું જોઇએ કે એક જ કેસમાં સરકારે ક્રાંતિ કરનારાઓના જે નેતા ગણાતા હતા તેને જકડી લીધા હતા. સરકાર પક્ષમાં સુપ્રસિદ્ધ બેરિસ્ટર મિ. નોર્ટન હતા.

આરોપીઓને માટે એક હોશિયાર વકીલની શોધ થવા માંડી. વકીલ એવો જોઇએ કે હાઇકોર્ટમાં ઉભો રહીને નોર્ટનની બરાબર ટક્કર ઝીલી શકે. તેનામાં વળી કાયદાનું અસાધારણ જ્ઞાન અને કાર્ય દક્ષતા હોવી જરૂરની હતી. વળી તર્ક કરવાની, તાત્કાળિક ઉત્તર આપવાની, અને માર્મિક પ્રશ્નો કરવાની શકિત જોઇએ. વળી તે સાથે સાથે નિર્ભય અને નિર્લોભી હોવો જોઇએ નિર્લોભી એટલા માટે કે આરોપીઓ પાસે એટલું બધું ધન ન હતુ કે ફી ભરી શકે. અને નિર્ભય એટલા માટે કે સરકારની સામે લડવાનું અને મહા પ્રાણોને બચાવવાનું હતું. ઘણા વકીલ બેરિસ્ટરો પાસે સંબંધીઓ ગયા, પણ કોઇનું સાહસ ન થયું. એવો કોણ હોય કે જે સમય નકામો બગાડી સરકારનો અપ્રીતિ પાત્ર બને ? આવા અસાધારણ ગુણોવાળા મનુષ્યો બહુ થોડાજ થાય છે. કલકત્તા હાઇકોર્ટના તે વખતના પ્રતિષ્ઠિત બેરિ-

સ્ટર કે વકીલમાંથી કોઇ તૈયાર ન થયું. આ વખતે આપણા આ વીર નાયક બહાર આવ્યા. અને અરવિંદને બચાવવાનું બીડું ઝડપતાં અરવિંદબાબુને કહ્યું, "પ્રિય ઘોષ મહાશય ! ચિંતા ન કરશો. તમારા તરફથી ઉભો રહેવા હું તૈયાર છું."

અરવિંદ ઘોષ એમ વિચારવા લાગ્યા કે એક નવો અને માબા-દણુ બેરિસ્ટર મારી તરફથી ઉભો રહી શી રીતે આ ભયંકર કેસ-માંથી—સરકારી ચુગાલમાંથી—મને છોડવશે ? દેશબંધુને હૃદય સાથે લગાવી કહ્યું, "પ્રિયદાસ મહાશય ! શું આપ આ વાત ખરા હૃદય-પૂર્વક કહો છો. ?"

નીડર દાસે કહ્યું, "મારા કહેવા ઉપર વિશ્વાસ રાખો."

જે લોકોએ વર્તમાનપત્રોમાં તે કેસનો સવિસ્તાર હેવાલ વાંચ્યો છે, તેમને સારી રીતે ખબર હશે કે કેસ ચલાવવાની તેમણે કેવી અદ્ભુત યોગ્યતા બતાવી હતી ! તેમની ક્રોસ તપાસ, ભાષણ, નોર્ટન સાથેના કડી તોડ સવાલ જવાબ વગેરે એક મનોરંજક સાહિત્ય છે. આઠ મહિના સુધી કેસ ચાલ્યો. દિવસપર દિવસ જતા ગયા તેમ તેમ કુરૂક્ષેત્રના ભીષણ સંગ્રામ જેવું ભયંકર સ્વરૂપ પકડતો ગયો, તેમ તેમ બમણા ઉત્સાહ નિર્ભયતા અને દ્રઢતાથી આગેસર થતા ગયા, કેટલીકવાર એવા પ્રશ્નો કર્યા અને ગુંચવી નાખ્યા કે મિ. નોર્ટન કેટલીવાર તો ચુપ જ રહ્યા. તેમની આવક પહેલાંથી જ ઓછી હતી તે છતાંયે એમાં વળગી રહ્યા. તેમને જે બદલો મળતો હતો તે તેમના એક મહિનાના ખર્ચ પુરતો પણ ન હતો. તે વખતમાં થોડું ઘણું દેવું વધ્યું પણ ખરૂં. ન્યાયાધીશ તે વખતે સર લોરેન્સ જેન્કીન્સ અને જસ્ટીસ ક્રુડરોફ હતા. ચિત્તરંજનનું જીવનનું

ભાષણ લોમહર્ષણ, હૃદય દ્રાવક અને મર્મસ્પર્શી હતું. તેની સબળ ભાષા, યુક્તિપુરઃસરનું કથન. હૃદયનિર્ગત ભાવો બધાયે એક એકથી વિલક્ષણ હતા. હાઇકૉર્ટ ચિકાર હતી, તેમાં એવું એક પણ નહતું કે જે મુગ્ધ ન બન્યું હોય. જજ્જેએ પોતાનો નિર્ણય સંભળાવ્યો, "મિ. અરવિંદ નિર્દોષ હોવાથી છોડી મૂકવામાં આવે છે." અને બીજા ઘણા આરોપીઓ ફાંસીની સજાથી બચી ગયા, ક્યાં અરવિંદ ઘોષને ફાંસીએ લટકાવવા મનસુબાઓ અને ક્યાં નિર્દોષ ઠરીને છૂટવું ? દેશબંધુ દાસનું ભાષણ સાંભળતાં મિ. બુડરોફ પર પણ એટલીબધી અસર થતી કે કોઇ વાર રડતા તો કોઇ વાર હસતા, તો પછી બીજાઓનું પુછવું જ શું ? કૉર્ટ જયધ્વનિથી ગાજી રહી. અને દેશબંધુ દાસ અરવિંદનો હાથ પકડી કૉર્ટની બહાર નીકળ્યા. આઠ મહિનાની તપસ્યા ફળિભુત થઇ. સત્યનું રક્ષણ થયું. બ્રિટિશ ન્યાયની લજ્જા રહી ગઇ. દેશબંધુની કીર્તિ પણ વધી.

બૅરિસ્ટર તરીકેની પોતાની કારકિર્દિમાં ચિત્તરંજને ઘણા કેસ ચલાવ્યા છે. અરવિંદને છોડાવ્યા પછી લગભગ એક એક ધ્યાન ખેંચનારા હાઇકૉર્ટના તેમજ બહાર ગામના કેસમાં એક બાજુ કે બાજી બાજુએ તેમણે કામ કર્યું છે. અને તેમની દરરોજની ફી એક હજાર કરતાં પણ વધારે હતી. એક પ્રતિભાશાળી બૅરિસ્ટર તરીકેની તેમની કિર્તિ બંગાળાની બહાર પણ ફેલાઇ. ડુમરાવરાજના લાંબા મુકદ્દમામાં તેઓ તેમના તરફથી રોકવામાં આવ્યા હતા. જ્યારે મધ્ય પ્રાંતની હોમરૂલ લીગના સેક્રેટરી મી. વૈદ્યને અઢાર મહિનાની સખ્ત જેલ મળી, ત્યારે ચિત્તરંજન તેમનો બચાવ કરવા નાગપુર ગયા હતા. મી. વૈદ્યને છોડી મૂકવામાં આવ્યા અને નાગપુર તેમજ મધ્ય પ્રાંતમાં

દાસ લોકપ્રિય થયા. ત્યાર પછી તેમણે ત્યાં હોમરૂલ લીગના આસરા હેઠળ પુષ્કળ વ્યાખ્યાન આપ્યા અને ત્યાંની લીગને પુષ્કળ પૈસાની મદદ કરી. નાગપુરના નાગરિકોએ આદર અને કૃતજ્ઞતાની લાગણી દર્શાવવા માનપત્ર આપ્યું. થોડા મહિના પછી ડૉ. મહેતા તેમજ દેશની ચળવળના તેના સાથીઓને બચાવવા તેઓ રંગુન ગયા ડિફેન્સ ઓફ ઈન્ડીઆ એકટ ( હિંદ રક્ષક કાયદો ) કેટલો અન્યાયી છે તે કૉર્ટને સમજાવી દેશભક્તોને છોડાવ્યા. ત્યાર પછી ચિત્તગામ કુતબુદીઆ કેસમાં રોકાયા. તે યુવકોને સાપવાળા ઘરમા રાખવામા આવ્યા હતા. ત્યાંથી જીવ બચાવવા નાસી જવાનો તેમણે સરકારી નજરે ભયંકર ગુન્હો કર્યો હતો.

આ બધા કેસોમાં તેમણે કશી પણ ફી લીધી ન હતી. છતાં પુરેપુરા ઉમંગથી કામ કર્યું. જ્યારે તે કોઇ કેસમાં રોકાએલા હોય, ત્યારે બધુંયે ધ્યાન તેમા રોકી દેવાનો તેમનો નિયમ હતો. કંઇપણ નિર્ણય ઉપર આવતાં પહેલાં કલાકો સુધી ધ્યાનમગ્ન યોગી જેવી દશા ભોગવતા જે વખતે તેમને એમ લાગતું કે તે બરાબર ધ્યાન નહિ આપી શકે, ત્યારે તે ફીક પાછી સોંપી દેતા. કાયદા પ્રમાણે જોતાં ફી પાછી વાળવાની જરૂર નથી. પણ નૈતિક દ્રષ્ટિએ તે ચાલતા. આવી તેમની પ્રમાણિકતા હોવાથી કૉર્ટના થઇ પડેલા કીડાઓ તેમના તરફ બહુ આદરથી જોતા. કેટલાયે ગરીબોના કેસ તેમણે પૈસા લીધા વિના ચલાવ્યા હતા. તેમના કાયદા શાસ્ત્રનું વિશાળ જ્ઞાન હોવા ઉપરાંત પ્રમાણિકતા અને આંટીઘુંટીના ઉકેલની શક્તિ જોઈ રાષ્ટ્રવાદી પક્ષના નેતા છે તે જાણવા છતાં સરકારે પણ તેમને મ્યુનીસીપલ બોર્ડ કેસ ચલાવવા નીમ્યા હતા. તાજ તરફથી કામ

કરવાને પહેલાં તો ચિત્તરંજનને સંકોચ થયો. પણ તેમણે જણાવી દીધું કે તેના અંતરાત્માના અવાજનો પોતાના દેશના ભલા માટે અમલ કરવાની તેને સંપૂર્ણ સત્તા આપવામાં આવશે, તો જ તે ફી લેશે. જ્યારે સરકારે તેમની બધી શરતો કબુલ કરી ત્યારે તેમણે તે કામ માથે લીધું, સામા પક્ષના લોકો જાણતા હતા કે ચિત્તરંજને હજી સુધી તે કામ માથે લીધું નથી તેથી તે તેમને ઘેર આવ્યા અને કેટલાક લાખ રૂપીઆનો ચેક તેમના હાથમાં મૂકી તેમના પક્ષમાં કામ કરવાને વારંવાર આજીજી કરી. પણ પોતાના શબ્દોને વળગી રહેતાં ચિત્તરંજને સ્મિત કરતાં કહ્યું, "સદ્‌ગૃહસ્થો હું તમારી માંગણી પુરી પાડી શકતો નથી, તેથી દીલગીર છું. જ્યારે સરકારને મેં કામ લેવાનું મોંઢેથી કબુલ્યું છે, ત્યારે તે કામ પાર પાડવાની મારી નૈતિક ફરજ છે. પૈસાના પુજારી વેપારીઓ આ નિર્લોભીપણું તેમજ એકવચનીપણું જોઇ થંભી ગયા. તેમને નિરાશ થઇને જવું પડયું તે છતાં ચિત્તરંજનની પ્રશંસા કર્યા વિના રહી શકયા નહિ.

થોડા દિવસપછી ઢાકાના પ્રખ્યાત ષડ્‌યંત્રના આરોપીઓ તરફથી બદલાની આશા વગર કામ કરીને ત્યાગનું દ્રષ્ટાંત રજુ કર્યું. બહિષ્કાર ( બોયકોટ) ના મુકદ્દમામાં પણ પૈસા લીધા વિના ચલાવીને દેશની કૃતજ્ઞતા અને સુવિખ્યાતિ મેળવી.

જેમ ઈંગ્લાંડનો પ્રસિદ્ધ વિર લૉર્ડ બાયરન એક જ માત્ર પોતાની કૃતિ ચાઇલ્ડ હેરોલ્ડથી અમર થયો, તેમ અલીપુર કેસથી દેશબંધુના ભાગ્યનો સિતારો ચમકવા લાગ્યો અને નબળા દિવસોનું સામ્રાજ્ય જતું રહ્યું. મોટા મોટા લોકો પણ તેમને રોકવા લાગ્યા અને બંગાળાના એક આગેવાન બેરિસ્ટરમાં તેમની ગણના થવા

લાગી. બંગાળાની બહાર પ્રાંતોમાં પણ જવા લાગ્યા. મુંબઇની મજ બીજા :સ્થળની કાયદાની આગેવાન પેઢીઓ પોતાના કેસ સંબંધમાં તેમની સલાહ લેવા લાગ્યા. ફોજદારી કેસમાં તો એમના જેવા બીજા ભાગ્યે જ કોઈ બેરિસ્ટર હશે. હવે તેમની આવક અને કીર્તિ બન્ને સાથે વધવા લાગ્યા, શ્રીમતી નલિની બાલાદેવીએ તેમના જીવનચરિત્રમાં લખ્યું છે કે "નદી જેમ સમુદ્ર ગર્ભે જલ ઢાલિયા દેય ચિત્તરંજને પાકેટે મામલા બાજેર ટાકા છડ છડ કરિયા પ્રવેશ કરિ તે લાગિલ."



## દાનવીર.

આપણા દેશમાં એક કહેવત છે કે વીર ભોગ્યા વસુન્ધરા અર્થાત્ જે વીર હોય છે તે જ સંસારમાં ભોગ કરી શકે છે. અહીં અમે વીરનો અર્થ યુદ્ધકુશળ કે અસ્ત્ર વિશારદ એવો સંકુચિત કરતા નથી, પણ ત્યાગવીર, કર્મવીર, જ્ઞાનવીર વગેરે કરીએ છીએ. અને ઉપભોગનો અર્થ માત્ર સંચય કરવો અને પોતાની ઇચ્છાઓ પુરી પાડવી એ નહિ, પણ ત્યાગ અને દાન મારફતે જીવનનો ઉપભોગ કરવો તે છે. પ્રાચીન સમયમાં આવો આદર્શ પુરૂષ કર્ણ હતો. જીવનનો યથાર્થ ઉપભોગ ત્યાગમાં જ રહેલો છે. જે દેશમાં હજી હમણાં હમણાં રામકૃષ્ણ, વિવેકાનંદ, અને વિજયકૃષ્ણે જન્મ લઇને નિષ્કામ કર્મરૂપી સંન્યાસનો આદર્શ પ્રતિષ્ઠિત કર્યો છે તે દેશમાં જીવનચરિતાર્થ કરવું એટલે શું તે સમજાવવા બેસવું એ નિરર્થક છે.

ચિત્તરંજને પોતાના ધંધામાં ઉન્નતિ કરવા સાથે વીરની પેઠે ઉપભોગ કર્યો છે તેમજ બંને હાથે દાન કર્યું છે. તેમનો એ તો વંશપરંપરાનો વારસો છે. એનો મોટામાં મોટો શત્રુ પણ માનશે કે એમણે પૈસા ભેગા કરવા એ પોતાનું જીવનનુ લક્ષ્ય કદી બનાવ્યું નથી. વિલાયતથી આવ્યા પછી વિલાયતી રંગઢંગમાં રહેવાનું જરા પસંદ હતું, અને તેથી કેટલોક એવો ખર્ચ પણ તેમણે કર્યો હશે કે જે જરૂરીઆત કરતાં વધારે કહી શકાય, પણ તેમ છતાંયે તેમની આવકનો મોટો ભાગ તો પરદુઃખભંજનમાં જ ગયો હતો. તેમના કાકા દુર્ગામોહન દાસ પોતાના વખતમાં દાનવીર હતા. તેમણે

કલકત્તા સીટી કૉલેજની સ્થાપના માટે પુષ્કળ ધન આપ્યું હતું. સ્ત્રી કેળવણી માટે " બ્રાહ્મણ બાલિકા શિક્ષણાલય " ખોલ્યું હતું. અને તેલીબાગ ગામમાં અંગ્રેજી હાઇસ્કુલ ખોલી હતી. તે ઉપરાંત બીજી અનેક સખાવતો કરી હતી. :તેમના પિતા ભુવનમોહન દાસ તેમજ દાદા જગબંધુ દાસની સખાવતોમાંથી કેટલીક વિષે આગળ આપણે જોઇ ગયા છીએ. આવા વડિલોની ગોદમાં ઉછરીને દાનવીર ન નીવડે, તો આશ્ચર્યજનક જ કહેવાત. તેમણે જે કમાઈ કરી છે તે ત્યાગને માટે. દિલીપનું ચરિત્ર ચિતરતાં મહા કવિ કાલીદાસે ભારતમાં જીવનનો આદર્શ બતાવ્યો છેઃ—

" त्यागाय संभृतार्थानां सत्याय मितभाषिणाम्।
यशसे विजिगीषूणां प्रजायै गृहमेधिनाम्॥

એટલે ત્યાગને માટે સંચય કરવાનો છે. સત્યને માટે છે મૃદુ ભાષણ. તેમજ યશને માટે જયની ઇચ્છા છે અને પ્રજાને માટે ગૃહસ્થાશ્રમી થવું તે છે. ત્યાગ કરવા માટે જે સંચય કરવાનું લખ્યું છે તે ચિત્તરંજનના જીવનનો મૂળમંત્ર જણાયો છે. તેમનું હૃદય બહુજ કોમળ છે. દુઃખીનું દુઃખ જોઇને તેમના હૃદયમાં કરૂણાનો ઝરો વહી રહે છે. તેનું દુખ શી રીતે શું પુરૂં પાડવાથી દૂર થશે તેના વિચારમાં તેમનું મન ડુબી જાય છે. કેટલાયે ગરીબ અન્નથી પીડાતાં મનુષ્યોને તેમણે અન્નદાન દીધાં છે, પુષ્કળ બાળકોને અન્નવસ્ત્ર, વગેરેની ગોઠવણ કરી આપી ભણાવ્યા પણ છે. કેટલાયે અનાથ અને આતુર મનુષ્યો પોતાની દુઃખી અવસ્થા તેમને જણાવી સંતોષ પામી પાછા ફર્યા છે તેનો હિસાબ કોઇએ રાખ્યો નથી. ધર્મપ્રાણ, નિષ્કામ કર્મ કરનારા ત્યાગવીર ચિત્તરંજને દરિદ્ર નારાયણની સેવાનો

બાર ઉડાવીને જે આનંદ ભોગવ્યો છે તેવો આનંદ પોતાના ઇચ્છા અને વાસનાઓને તૃપ્ત કરીને પણ મનુષ્ય મેળવી શકતો નથી એમ માલમ પડે છે. એનું કારણ એટલુંજ છે કે શાસ્ત્રમાં કહેલું છે કે દાન લેનારને જેટલો આનંદનો અનુભવ થાય છે તેના કરતાં દાન દેનારને વધારે થાય છે અને તેઓની તૃપ્તિ જીવનના સાર્થકની તૃપ્તિ છે.

ચિત્તરંજને જે પુષ્કળ પૈસા પેદા કર્યા તેનો મોટો ભાગ તો ભિક્ષુકોની ઝોળીમાં ગયો. છેલ્લા ત્રણ વરસ થયાં તેમની આવક દર મહિને પચાસ હજાર જેટલી હતી. એમ કહેવાય છે કે એટલી મોટી આવક આખા હિંદુસ્થાનમાં કોઇની બેરિસ્ટર તરીકે થઇ નથી. વળી જો તેમણે એ ત્રણ વર્ષો ધંધામાં રચ્યા પચ્યા રહીને કાઢયા હોત, તો તેથીયે પુષ્કળ વધી જાત એમાં જરાયે સંદેહ નથી. પણ તે વખતે પંજાબની અશાંતિનું કારણ જાણવા તેનો નિર્ણય કરવા જે કમિટી બેઠી હતી તેમાં તેમણે ચાર મહિના સુધી પુષ્કળ મહેનત કરી હતી. તેમજ કેટલાયે રાજનૈતિક મુકદ્દમામાં તેમણે કંઇ પણ લીધા વિના કામ કર્યું હતું. પચાસ હજારની માસિક ધીકતી બેરિસ્ટરના આવક છોડી એક મહા પ્રતાપી વ્યક્તિએ પોતાની રાજીખુશીથી દારિદ્રને આમંત્રણ કર્યું એનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે આપણું મસ્તક તેમના ચરણમાં ઢળી પડયા વિના રહેતું નથી. પ્રચુર ધન તેમણે પેદા કર્યું છે પણ તેમણે દાન એવી રીતે કર્યું છે કે બહુજ થોડું બચાવી શકયા હશે. જ્યારે જીવનના મધ્યાન્હકાળે ભારતમાતાએ તેને સેવાનો અધિકારી બનાવી પોકાર્યો," ત્યારે માતાના ચરણો આગળ એક ખાલી હાથવાળા સંન્યાસીની પેઠે તે જઇને ઉભા રહ્યા. ભવિષ્યને માટે સંગ્રહ કરી રાખવો એ તેમનું કામ ન

હતું. બેરિસ્ટરી છોડી દીધાથી હવે તેમની આવક સાધારણ થઇ ગઇ છે તેથી જેની ઉન્નત્તિ માટે આજે ચિત્તરંજન પ્રયાસ કરી રહ્યા છે તેની બરોબરીઆ બની ગયા છે.

વાસ્તવિક રીતે જોતાં ધન મેળવવા તરફ એમની મમતા કદી પણ ન હતી. જો તેમણે જે પૈસા પેદા કર્યા તે પોતાને માટે સંઘરી રાખ્યા હતા, તો આજે તે એક પ્રખ્યાત ધનવાન પુરૂષ અને જમીનદાર હતે, પરંતુ દુ:ખીના માટે જેનો પ્રાણ કંપે છે તેને માટ દારિદ્રયનો સ્વીકાર કર્યા વિના બીજો છુટકોજ રહેતો નથી. અત્યારે પણ એમણે દેશને માટે કફની પહેરી લીધી છે તો પણ તેમને આંગણેથી ભિક્ષુક ખાલી હાથે પાછો ફરતો નથી. આ વાત ઉપરથી નાનપણમાં અમે સાંભળેલી એક વાત યાદ આવે છે. એક ભિખારી હતો. તે આખો દિવસ ભીખ માંગીને જે લાવ્યો હતો, તે ખાવા બેઠો, તે વખતે એક ભુખથી પિડાતા માણસનો પોકાર આર્તનાદ તેને કાને પડયો. દયાળુ ભિખારીએ પોતાની પાસે જે હતું તે આપી દીધું. પોતે ભૂખ્યો હતો તેની પરવા ન કરી.

ઇસુખ્રિસ્તે પોતાના શિષ્યોને ઉપદેશ આપતાં કહ્યું છે કે "તમે તમારા જમણા હાથે જે કામ કરો તે તમારો ડાબો હાથ પણ ન જાણે એવી રીતે કરો." ચિત્તરંજનના દાનના સંબંધમાં આ વાત બરાબર નીવડી છે. દશરથના ગુણનું વર્ણન કરતાં એક કવિ કહે છે કે "त्यागे श्लाघा विपर्जित" દાન કરીને વર્તમાનપત્રોમાં તે તેની પ્રશંશા થએલી જોવા ઇચ્છતા ન હતા. તેથીજ તેમના દાનની વિગતો સંબંધ ધરાવ્યા વિના બીજું કોઇ જાણતું નથી તેમના કાકા દુર્ગામોહનદાસના અનેક દાનની પેઠે તેમના દાન

પણ ગુપ્ત છે. તેમના અનેક પ્રસંગોમાંથી એકાદબે પ્રસંગો અમે રજુ કરીને સંતોષ માનીશું.

ચાર પાંચ વર્ષ પહેલાં મેટ્રિકની પરીક્ષાની ફી ભરી શકવાની શક્તિ ન હોવાથી પૈસા વિના લાચાર બનવાથી એક ગરીબ વિદ્યાર્થી ઘણા જણ પાસે માંગણી કરતો ફરતો હતો. એ ભિક્ષા માંગતો માંગતો ચિત્તરંજનના કાકાને ઘેર આવી પહોંચ્યો. તેમણે તેને ઘેરઘેર ન રખડતાં ચિત્તરંજનના ઘેર એકદમ જવા કહ્યું. તે છોકરો ચિત્તરંજનને ઘેર જઇ પહોંચ્યો. મોડી રાત સુધી મુકદ્દમાના કાગળો જોવા તપાસવામાં તેમજ લખવાને લીધે તેમને ઉઠતાં વિલંબ થયો. બહુવાર સુધી તે છોકરો બેસી રહ્યો. પછી એક નોકર પાસે જઇને ચિત્તરંજનના સંબંધમાં પૂછવા લાગ્યો, પણ તેના તરફથી સંતોષકારક જવાબ ન મળ્યો. છોકરો નિરાશ થઇને ફરીથી તેમના કાકાને ઘેર ગયો. અને બધી હકીકત કહી સંભળાવી, ત્યારે તે લોકોએ કહ્યું, "કોઇનેયે પૂછતો નહિ. ચુપચુપ ઉપરથી નીચે આવવાના રસ્તામાં જઇને બેસજે. જ્યારે ચિત્તરંજન ઉઠીને નીચે આવે, ત્યારે તારો બધો વૃત્તાંત તેમને તું કહી સંભળાવજે એટલે તારૂં કામ થઇ જશે." તે છોકરાએ તેમના કહેવા પ્રમાણે કર્યું. ચિત્તરંજનને મળી તેણે બધી વાત કહી સંભળાવી. ચિત્તરંજને તેને પરીક્ષાની પ્રવેશ ફી પણ આપી તેમજ પરીક્ષા સુધી બધી વ્યવસ્થા કરી આપી. છોકરો આશ્ચર્ય પામ્યો. જેટલી આશા રાખીને તે આવ્યો હતો તેથી પણ વિશેષ તેને મળ્યું. પાછળથી એમ પણ માલમ પડ્યું કે તે છોકરો પરીક્ષામાં પાસ થયો અને તેના કૉલેજના અભ્યાસનો સઘળો પ્રબંધ પણ ચિત્તરંજનદાસ તરફથી કરવામાં આવ્યો. દરિદ્રોને જે દાન કરતા

તેમાંનો મોટો ભાગ આવો ગુપ્તજ હતો. ભાગ્યેજ કોઇ તે જાણી જા શકતું, તેથી તેમના જીવનની એવી બેએક ઘટનાઓને અમે અહીં આપીને તેમના ઉદાર હૃદયનો પરિચય કરાવી કૃત કૃત્ય થઇએ છીએ.

કેળવણીની સંબંધમાં ચિત્તરંજનના પ્રયત્ન પણ થોડા ન હતા. હમણાં જે રાષ્ટ્રિય વિદ્યાલયને એમણે સર્વસ્વ આપી દીધું છે તે વિદ્યાલયને પહેલાં પણ પુષ્કળ મદદ કરી હતી. કલકત્તાની બ્રાહ્મ બાલિકા શિક્ષાલયના નવા મકાન બંધાવવાના ખર્ચમાં પણ તેમણે સારી રકમ આપી હતી. વેલગછિયા મેડિકલ કૉલેજ સ્થાપતી વખતે તેમણે દાનવીર રાસબિહારીનું અનુકરણ કર્યું હતું ! ગામની અંગ્રેજી સ્કુલ પણ તેમની સહાયતા વિનાની રહી ન હતી.

બહુ લાંબા વખતથીજ ચિત્તરંજનનું ધ્યાન અનાથ અને આ- તુરોની સેવા તરફ રહ્યું. ચૈતન્યના ચાંડાળને પણ આલિંગન કરવા જેવા પ્રેમમુગ્ધ ચિત્તરંજનના મનમાં આ ભાવના જાગૃત થઇ તેમાં શું સંદેહ ! પુષ્કળ પૈસા ખર્ચીને તેમના પિતાએ શરૂ કરેલી પુરૂલયા અનાથાલય જેની સેવામાં અમે આગળ જણાવી ગયા છીએ તેમ તેમની બ્હેન અમલા કુમારીએ પ્રાણાર્પણ કર્યા હતા તેને માટે દર મહિને બે હજાર રૂપીઆનો ખર્ચ તેમના તરફથી આપવામાં આવતો હતો. લુલા, લંગડા, અપંગ મનુષ્યોની ત્યાં સેવા થતી. નદિયાના નિત્યાનંદ આશ્રમમાં ઘણા અનાથોને આશ્રય મળે છે. આ આશ્રમને ચિત્તરંજન દ્વારે બે લાખ રૂપીઆનું દાન કર્યું હતું તે વાત તેમના ઘરના માણસોને પણ ખબર ન હતી. કલકત્તાના થીઓસોફિકલ હોલમાં એક ભાષણ આપતી વખતે પં. કુલદાપ્રસાદ મલ્લિક ભાગવત રત્ન જે આશ્રમના અધ્યક્ષ હતા તેમણે એ ગુપ્તદાન વિષે કહ્યું:

સાંભળનારાઓ આશ્ચર્યથી દિગ્મૂઢ બની ગયા. અને તેમના ભક્તિભાવ હૃદયમાં પ્રકાશી રહ્યો. આ પ્રમાણે તેમની ઘણી ગુપ્તદાનની વિગતો હતી. કેટલીક કોઇ કોઇવાર જાહેરમાં આવી જતી. ભવાનીપુરમાં સ્થાપેલા અનાથ આશ્રમમાં પણ આર્થિક મદદ કરીને દેશપર વિશેષ ઉપકાર કર્યો.

ચિત્તરંજન જાતે કવિ અને સાહિત્ય પ્રેમી છે તે સંબંધી આવતા પ્રકરણમાં અમે લખીશું. તેઓ સાહિત્ય પ્રેમી હોવાથી તેની મર્યાદા સમજતા હતા· અને તેની કદર પણ કરતા હતા. તેમણે કેટલાયે દુ:ખી સાહિત્ય સેવકોની અને કવિઓની મુંઝવણ મટાડી છે. કેટલાયે ગરીબ સાહિત્ય સેવકોને મદદ કરી તેમના ગ્રંથોનો પ્રચાર કરાવ્યો છે. વળી બંગાળી સાહિત્યની ઉન્નતિ માટે દર વર્ષે જે સાહિત્ય સંમેલન ભરાય છે તેને માટે પણ દેશબંધુએ છૂટે હાથે મદદ કરી છે. તેથી બંગાળી સાહિત્ય તેમનું વિશેષ ઋણી છે. પંડિત ઉમેશચંદ્ર વિદ્યારત્નને જ્યારે પોતાની અગાધ વેદવિદ્યાનો પ્રચાર કરવાનો માર્ગ જણાતો ન હતો, તે વખતે દેશબંધુનો આશ્રય મેળવી તેમણે પોતાની અભિલાષા પુરી કરી. સ્વર્ગીય પં૦ સુરેશચંદ્ર સમાજપતિ જ્યારે માનસિક વેદનાથી ત્રાસી રહ્યા હતા અને બંગાળાનું શ્રેષ્ઠ માસિકપત્ર સાહિત્ય બંધ થવાનું હતું ત્યારે ચિત્તરંજન સાહિત્ય સેવકના સહાયક બન્યા અને તે પત્રને દેવામાંથી મુક્ત કરી સમગ્ર બંગાળી પ્રજાની કૃતજ્ઞતા મેળવી.

ગરીબાઇ કોઇને પણ હોય તો તે કડવી છે, પણ તેમાં મધ્યમ વર્ગના લોકનો મરો છે. તે નથી ભીખ માંગી શકતા કે નથી મજુરી કરી શકતા. એમનેએમ તડફડી તડફડીને મરી જાય છે. મધ્યમ વર્ગ-

વાળાઓમાં ગુણવાન લોકોની દરિદ્રતા તો ખરેખર ભયાવહ છે. લક્ષ્મી અને સરસ્વતીને પુરાણું વેર છે. કદી કદી થોડા વખત માટેની સંધિ થઇ જાય છે અને કોઇ વિદ્વાન હોય છે તે પૈસાદાર થઇ જાય છે અને પૈસાદાર હોય છે તે ધનવાન થઇ જાય છે પણ તે બહુ થોડા પ્રસંગમાં બને છે. વિદ્વાનો અને ખાસ કરીને કવિઓને તો લક્ષ્મીના કટાક્ષની તરસ રહે છેજ. તેમની પાસે એવો સોદો છે જેના ગ્રાહક થોડા છે. એવાને મદદ આપવી એ ભગવતી સરસ્વતી દેવીની ખરેખરી ઉપાસના કરવા જેવું છે. પણ એવા સાચા ઉપાસકો બહુ થોડા છે. ભક્તજ ભક્તને જાણે છે. ગુણવાન જ ગુણવાનને પીછાણે છે અનાડી રત્નની પરીક્ષા નથી કરી શકતા. સદ્‌ભાવ વિનાના દગ્ધ હૈયાંઓ કાવ્યનું રસપાન નથી કરી શકતા. સ્વર્ગીય ગોવિંદચંદ્રદાસ પૂર્વ બંગાળાના પ્રતિભાશાળી કવિ હતા. પરંતુ દુર્દૈવને તેના ઉપર કંઇ ખાસ પ્રીતિ જણાતી હતી.

તેમનો એટલો નિરાદર થયો કે "સભ્ય" નામ ધારી અસભ્ય લોકોમાં ઢાકાના બંગ સાહિત્ય સંમેલનમાં તેમને પ્રવેશ કરવાનો અધિકાર સુદ્ધાં નહિ મળ્યો. બીજી બાજુએ ગરીબાઈ એવી સખત હતી કે ખરેખર તે ભુખે મરી રહ્યા હતા તેમણે પોતાના જે હૃદયોદ્‌ગાર કાઢ્યા છે તે મૂળ અમે આપી દઇએ છીએ.

ઓ ભાઇ બઙ્‌ગવાસી !
આમિ મોલે[1] તોમરા આમાર ચિતાય દિબે મઠ.
   આજ જે આમિ ઉપોષ કરી,
   ના খেয়ে પરાને મરી,
હાહાકારે દિવાનિશિ ক্ষুধায় કરી છટપટ.

---

૧ મોલે=મરવાથી.

બંગાળી ભાઇઓ ! હું મરી રહ્યો છું. મારી ચિતાની જગ્યા ઉપર એક આશ્રમ તૈયાર કરાવજો. આજે મેં ઉપવાસ કર્યો છે. ભોજન ન મળી શકવાથી કંઠે પ્રાણ આવી રહ્યા છે. રાત દિવસ હાહાકાર કરીને ભુખથી તરફડી રહ્યો છું.

પૂર્વ બંગાળા પોતાના આવા એક મનોરમ કવિનું પણ યથો ચિત સન્માન ન કરી શકયું તે બહુ શોચનીય છે. તેને મુઠ્ઠીભર ચોખા પણ નહિ મળ્યા. તે વખતે પોતાના એ કવિભાઇને આશ્રય આપવા દેશબંધુ આગળ પડયા. કવિએ ઉપકાર દર્શાવનારો જે પત્ર લખ્યો તે વાંચતાં રોમાંચ ખડાં થાય છે. બંગાળી સાહિત્યની તે એક અમોલી સામગ્રી ગણાય છે. કવિએ ખરા હૃદયનો આશીર્વાદ દીધો; પણ થોડા વખતમાં દુર્ભાગ્યે કવિનું મૃત્યુ થયું. કવિને મદદ કરી ત્યારે નામનો પત્તો પણ આવ્યો ન હતો. તેમના જીવનનું લક્ષ્ય આ કવિતાથી સમજાય છે.

"અપરેર દુઃખ જવાલા હું એ મિટાઇતે
"હાસિ આવરન ટાનિ દુઃખ ભૂલે જાઓ.

+ + + +

આપના રાખિલે વ્યર્થ જીવન-સાધના
જનમ બિશ્વેરતરે-પરાર્થે કામના'

દેશની આવી દીનહિનદશા તથા સ્વાર્થહિનતાથી દેશબંધુના હૈયામાં સખત ચોટ લાગે છે. તેમણે ઘણીવાર નિરાશ થઇને કહ્યું છે "બંગાળ હવે વધારે નહિ ટકે." તો શું બંકિમચંદ્રની એ ભવિષ્યવાણી મિથ્યા નીવડશે ? શું માતા પશ્ચિમી સાગરના અગાધ જળમાં

ડુબી ગઇ છે, તેનો હું ઉદ્ધાર કરવા સમર્થ નહિ થઇ શકું? "શસ્ય-શ્યામલ" જન્મભૂમિ આજે તારા કરોડો સંતાનો ધગધગતા ચૈત્રના મધ્યાહ્નમાં સુકાતા ગળે મરણાતુર થઇ રહ્યા છે: શું એક મુઠ્ઠીભર કણને માટે લોક મરી જશે? લોક પહેલાં કેટલીયેવાર મર્યાં હશે પણ આવી જાતનાં મોત કદી થયાં નથી. "નારાયણ" ના એક લેખમાં તેમણે લખ્યું હતું.

"આજે બંગાળીઓને માટે ચિંતાના ઘણા વિષયો છે, ચારે બાજુથી બંગાળી દશાનું ભાન થાય છે. કોઇ કહે છે કે યુનિવર્સિટીની કેળવણી બંધ કરી દો. કાયદાની કૉલેજોને જલદીથી કાઢી નાખો. જો અંગ્રેજો પાસેથી કંઇ શીખવું જ હોય, તો વિજ્ઞાનની ગોઠવણ કરો. વેપાર વાણિજ્યમાં અગ્રેસર થઇએ. કોઇ કહે છે કે મુસલમાનમાં જેવો સામ્યવાદ છે. હિંદુ સમાજમાં તેવી જાતનો સામ્યવાદ પ્રચલિત ન હોવાથી હિંદુસમાજ વીસ વર્ષમાં નિર્મૂળ થઇ જશે. મુસલમાનોના વખતમાં મુસલમાન અને હિંદુનું પ્રમાણ ૧૦: ૬ હતું આજે તેના ૬: ૧૦ રહી ગયા છે. ખ્રિસ્તિઓના વખતમાં લાખો હિંદુઓ મુસલમાન કેમ થઇ ગયા અને થાય છે? જે મુસલમાન થઇ ગયા તે શું હિંદુ ન હતા? મુસલમાનોએ તેમને મુસલમાન બનાવ્યા તો શા માટે હિંદુસમાજ તેમને ફરીથી હિંદુ નથી બનાવી લેતો? તે શું હિંદુઓએ કરવા જેવું કામ નથી? હિંદુસમાજનું કામ હિંદુઓએજ કરવું પડશે. તેથી જે "પોતાને હિંદુ નથી માનતા" તેના ઉપર આધાર રાખવાથી નહિ ચાલી શકે.

* * * *

વળી ત્યારપછી અન્ન સમસ્યા છે. બધા કરતાં તે મહાન છે.

બધી જાતના સામાજીક બિભત્સ વિપ્લવનું તે મૂળ છે. બંગાળનું મુખ્ય કરીને પૂર્વ બંગાળનું એક મોટું વ્યવસાય પાટ છે. પાટના ભાવ બહુ ઉતરી ગયા છે. બંગાળી વેપારીઓનું આ વખતે સત્યાનાશ નીકળી રહ્યું છે. અને આવતા વર્ષમાં ખાલી હાથે આ સંસારમાં ચિરમુક્ત થઇ જશે એવો સંભવ છે. સ્થાનિક મીલોના માલિક સાહેબ લોકો છે. સાહેબ લોકોએ બંગાળીઓ પાસેથી પાટ ખરીદવાનું બંધ કર્યું છે. બંગાળી વેપારીઓ મૂર્ખ છે. તેઓ મળીને કામ કરવાનું નથી જાણતા. તેથીજ કુદરતી નિયમ પ્રમાણે વેપાર વાણીજ્યમાં ઉન્નતિ નથી કરી શકતા. એ વેપાર ઘટવાથી પૂર્વ બંગાળાનો એક ધનાઢ્ય વર્ગ મરણોન્મુખ થઇ પડ્યો છે. પૂર્વ બંગાળાના ખેડુતો ભુખ્યા, નવસ્ત્રાં માર્ગના ભિખારી બન્યા છે. સંસારનો આવડો મોટો એક હથ્થુ વેપાર અત્યાર સુધી જેમના હાથમાં હતો તે કેટલા મુર્ખ નીકળ્યા કે જાતે ડુબી દેશને ડુબાડી રહ્યા છે. કોઇ કહે છે કે અમારા દેશની જમીનમાંથી પાટ થાય છે, જો આપણે પાટ નહિ વેચીશું, તો સાહેબ લોકોને પાટ ક્યાંથી મળશે! અમે સાહેબ લોકોને નહિ વેચીએ, પણ સવાલ તે ઉભો થાય છે કે બિલાડીના ગળામાં ઘંટડી કોણ બાંધવા જશે? વળી કોઇ કહે છે, આ વર્ષને માટે જેટલાં બી છે તેને બધાને લાવો ફુંકી મુકીએ, તેથી આવતા વર્ષે પાટનો પાક નહિ થાય. આપણે શણપાટની ખેતી બંધ કરી દઇશું, તો સાહેબ લોક શું લેશે? કોઇ કહે છે ચાલો જમીનદારને શરણે જઇએ. તેને પ્રજા તરફથી પોકાર કરીને કહી દઇએ કે આવતા વર્ષથી શણની ખેતી નહિ કરે.

* * * *

આ બધા બંગાળીઓએ વિચારવાના વિષયો છે. તેથી આવા કઠણ કાળમાં વિભિન્નસ્થાનમાં રહેતા હિંદુ અને મુસલમાન બધાયે બંગાળીઓને અમે કહીએ છીએ કે ઉઠો—જાગો—જગાડો. હવે વિલંબ કરવાનો વખત નથી.

દેશ પ્રેમ ચિત્તરંજનના હૃદયમાં સૌથી વધારે જ જાગૃત છે. તેની ધારા તેમના લખાણોમાં નિરંતર વહી રહી છે. ગામડાની આરોગ્ય ઉન્નતિ અને, કેળવણીનો પ્રચાર એ પ્રશ્ને તેમનું ધ્યાન બહુ વખત સુધી રોક્યું હતું. વિક્રમપુરના મહોલ્લા અને બીજા ગામડાઓની ઉન્નતિ માટે "વિક્રમપુર સંમ્મિલની" નામની એક સમિતિ છે ચિત્તરંજન તેના એક મોટા સહાયક છે. તે સમિતિના અનેક ઉદ્દેશ છે. તેમાં ગામડાનું આરોગ્ય વધારવું, કેળવણીનો પ્રચાર અને ગરીબ ગામડીઆઓને પારકા ઉપર આધાર ન રાખતાં પોતાના પગ ઉપર ઉભા રહેતા કરી દેવાનો મુખ્ય ઉદ્દેશ છે. આ સમિતિ મારફતે ગામડાઓની જાતજાતની ઉન્નતિ માટે વખતો વખત દેશબંધુએ પુષ્કળ ધન આપ્યું છે. થોડા વખત પરજ એક તળાવ ખોદાવવા માટે તેમણે જોઇતી રકમ આપી છે. ૧૯૧૯ માં જ્યારે બંગાળામાં ભયંકર દુકાળના લક્ષણો દેખાયા. અને મોટા ભાગના લોક એકવારનું પુરૂં અન્ન પણ ન મેળવી શક્યા, ત્યારે આ સમિતિએ સારી મદદ કરી. જે વખતે યુવકો ઘેર ઘેર જઇને તે કાર્ય માટે ભિક્ષા માંગતા હતા, ત્યારે શ્રી૦ ચિત્તરંજને તેમજ સતીશરંજને તેમના ઉત્સાહમાં સારો વધારો કર્યો હતો. તેમના સાહસ અને આશીર્વાદથીજ તે સમિતિએ કર્મક્ષેત્રમાં ઝંપલાવ્યું, પણ તેજ વર્ષની આખરે જ્યારે જ્યારે વર્ષાદની હેલી અને રેલને લીધે સેંકડો સ્ત્રીપુરૂષો તણાઇ ગયા, અને પૂર્વ બંગાળા

એક સ્મશાન જેવું બની ગયું, ત્યારે દેશબંધુનું મન અસ્થિર થઇ ગયું. પોતાના ધંધાનો મોટો ભાગ સંકેલી લઇ જાતે કાર્યક્ષેત્રમાં ઉતરી પડયા. ગામડીઆઓનો મોટો ભાગ ઘરબાર વિનાનો થયો હતો. તેમજ ધનધાન્યનો નાશ થયો હતો. એ બધાને મદદ કરવાને "બંગાળ રિલિફ કમિટી" અર્થાત બંગાળ દેશને સધ્યારો આપનારી સમિતિની યોજના થઇ. ચિત્તરંજને તેમાં દશ હજાર રૂપીઆ આપ્યા હતા અને શ્રી૦ કેશવરામ પોદ્દાર વગેરે ધનકુબેર મારવાડી વેપારીઓ પાસેથી પુષ્કળ પૈસા અપાવ્યા હતા. તેમના પુત્ર અને પુત્રીએ પણ આ વખતે ઘર ઘર ભિક્ષા માંગીને સારી રકમ એકઠી કરી હતી. ચિત્તરંજને આ કામને માટે ઢાકા, ખુલ્ના, વગેરે ઘણે ઠેકાણે ફર્યા હતા. દેશના કામને માટે રસ્તાની અગવડોનો તેમણે જરાયે વિચાર ન કર્યો. ગામડાઓમાં ફરીને ચાર સમિતિઓને ભેગી કરી એક બનાવી. તેથી ઘરબાર વિનાના, ભૂખથી રીબાતા ગ્રામ્ય જનોના પ્રાણ અને લજ્જાનું રક્ષણ થયું. ગરીબ ગામડીઆઓ પાસે પૈસા આપીને ગૃહઉદ્યોગ કામ કરાવી શહેરોમાં તે વેચવાની વ્યવસ્થા કરાવી. આથી ગરીબ ગામડીઆઓનો મોટો ભાગ પારકાના આધાર પર રહેતો અટક્યો. અંગ્રેજીમાં એક કવિતા છે તેનો ભાવાર્થ આ પ્રમાણે છે. "મારી પાસે એક ભિખારી આવ્યો. મેં તેને થોડા પૈસા આપ્યા અને તેજતો રહ્યો. થોડા દિવસ પછી તે ફરીથી આવ્યો. તે દિવસે પણ મેં તેને પૈસા આપ્યા અને તે ચાલ્યો ગયો. ફરીથી તે આવ્યો, ત્યારે મેં તેને એક નવો ઉપદેશ આપ્યો. તે ફરીથી માંગવા ન આવ્યો, તે ઉપદેશની મદદ વડે તે પોતાના પગ ઉપર ઉભો રહેતો થઇ ગયો." એનો અર્થ ટુંકામાં એજ છે કે ગરીબ ભિખારીઓને

સ્વાશ્રયી બનાવી દેવા એ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય તેમજ સાથી સારામાં સારૂં દાન છે આવા સર્વોત્તમ દાનના પ્રયત્ન ચિત્તરંજને ઘણી વાર કર્યો છે અને તેમાં ઘણી વાર સફળ થયા છે.

ચિત્તરંજન હંમેશાં બીજાના દુઃખે દુઃખી રહે છે.



"I gave a beggar from my little store,
Of well-earned gold. He spent the shining ore
And came again, and yet again, still cold
And hungry as before
I gave a thought, and through that thought of mine
He finds himself a man, supreme, divine,
Fed, clothes, and crowd with blessings manifold,
And now he begs no more

*( Menitard. )*

## સાહિત્ય સેવા.

કોઇ પરાઇ ભાષાના સાહિત્યની સમાલોચના કરવી એ મહા મુશ્કેલ કામ છે. તેમાંયે પદ્યાત્મક વાઙ્મય સંબંધમાં યથાર્થ અને નિષ્પક્ષપાત રીતે વિચાર ચલાવવો વિશેષ કઠણ છે. તે વિષય બુદ્ધિ સાપેક્ષ છે. તેમાં સરસતા, સહૃદયતા, ભાવના, કલ્પના, સંવેદનશીલતા તથા અનુભવનો એક વિચિત્ર સંયોગ રહેલો છે. ઇતિહાસ જ્યોતિષ, વેપારી તથ્યોમાં વિવાદનું સ્થાનજ નથી. તે તથ્યો સિદ્ધાંત સ્વરૂપેજ હોય છે. બધાયે તેને મળતા થવું અનિવાર્ય છે. પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે કે નહિં તે માટે એકજ વાત હોઇ શકે છે તેમાં ખરાખોટા માટે સ્થાન નથી. બેમાં બે ઉતેરીએ તો ચાર થાય એ ન માનવું એ ગાંડપણ દેખાડવા જેવું છે.

પરંતુ સૌંદર્ય જગતમાં, જે કવિપ્રસાદનું પ્રાંગણ છે ત્યાં આ નિયમ નથી ચાલી શકતો. એકજ વિષયના સંબંધમાં જુદા જુદા કવિઓના જુદા જુદા મત ઉપદેશ હોય છે જેને એક કવિ સૌંદર્યની પરાકાષ્ઠા માને છે તેનેજ બીજો કવિ કદરૂપાની મૂર્તિ માની શકે છે. નીલાંબરવિહારી રોહિણીવલ્લભ જે સંયોગિનીને આલ્હાદજનક લાગે તેજ વિયોગિનીના હૃદયને બાળનારો લાગે છે. તેથી આ સામ્રાજ્યમાં હંમેશા કલહ મચ્યો રહે છેજ. ટિકાકારો અને જવાબ વાળનારાઓના મલ્લયુદ્ધથી કવિનું મન રણભૂમિ બની જાય છે. પણ તેમાંથીયે કંઇને કંઇ ફળ આવે છે. કાવ્યાજળનિધિના સતત મંથનથી કેટલાક અણુમોલાં રત્નો પણ નીકળી આવે છે.

પોતાની કાવ્ય પ્રતિભાના અભિનવ સામર્થ્યથી, સ્ફુર્તિની પ્રચંડ કલ્પનાની વિદ્યુત શકિતથી, વિચારોની મધુર લહરીથી તેમજ સૃષ્ટિ રહસ્યના સુંદર વિશ્લેષણા વડે જે કવિ ચંડીદાસે બંગાળી કાવ્ય સાહિત્ય સમૃદ્ધ કર્યું, અને પોતાના મનોહર આલાપ અને મંજુલ ગુંજારવનો રસિકોને ચટકો લગાડયો; તેવા સમર્થ કવિઓમાં ચિત્તરંજન દાસની ગણુના થાય છે તે જાણી મન આશ્ચર્ય સાગરમાં ડુબી જાય છે. વિલાયતથી આવ્યા પછી ૧૮૯૫ માં તેમની પહેલી સાહિત્ય કૃતિ તે સરસ્વતીદેવીના કંઠમાંવી માલંચ રૂપી પચાસ વિવિધ મધુર ફુલોનો હાર છે. માલંચ જાણે ઉદ્યાનમાંના સ્ફુર્તિના દિવ્યજીવનને લીધે સદાયે નવ પલ્લવિત, રસરસિત અને સુગંધિત રહેનારા પચાસ કુસુમો છે, કોઈ ફુલ વર્ણનથી તો કોઇ ગંધથી રસિકોનું ચિત્ત લોભાવે છે. ભાષાના ઝણકાર, ભાવનાનું માધુર્ય, કલ્પનાનું ચાતુર્ય તેમજ વિચારના ગાંભીર્યથી એ ફુલો એવા છે કે પ્રમાંધ બનીને તેનો આસ્વાદ લેવામાં રસિકોને કાંટાના દુઃખનું ભાનજ રહેતું નથી. તેમાંના લગભગ ત્રીસ તો સોનેટ અથવા ચતુ- દર્શિકા છે. મુડદાને જીવતાં કરનાર બ્યુગલ વગાડનાર જેવાં તેમના કાવ્યો નથી. કે નથી તેમાં સ્ફુર્તિનો રસ. ને છતાં હૃદયવૃત્તિના તરંગ અંતઃકરણમાં અનિરૂદ્ધ ખળખળાટ અને ચિત્તની નિરંકુશતા જો કાવ્ય હોય, તો માલંચ રસિકોનું મન હરણુ કર્યાં વિના નહિ રહે. તેમાંની જે કવિતાથી તરૂણુ કવિની નીડરતા અને કરૂણા- પૂર્ણ હૃદયનો પરિચય મળે છે તે પ્રસિદ્ધ કવિતા "વાર વિલાસીની" છે. તે કવિતામાં સહૃદયતા, દૃઢતા અને એવો સુંદર કરૂણારસનો ભાવ વર્ણવ્યો છે કે વિશ્વ વિખ્યાત કવિતા "પતિતાર" જેટલુંજ

સ્થાન સાહિત્યમાં મેળવેલું કહેવાય છે.

રવિન્દ્રનાથની રચનાઓ કરતાં પણ એમની રચનારાઓનું સ્થાન ઉચું છે એવું માનનારા પણ બંગાળમાં પુષ્કળ લોક છે. અને તેમના અંતર્યામીને ગીતાંજલિથી પણ ઉચું સ્થાન આપે છે. પણ તેનો નિર્ણય કરવો મહા કઠણ છે. જ્યારે તે બંને કવિઓ માત્ર યશરૂપી કાય વિશિષ્ટ રહી જશે ત્યારે એટલે સો કે પચાસ વર્ષ વીત્યા કેડે થશે. એ જીવતા કવિઓના ચાહનારાઓમાં વિવાદ ઉઠવો એ એક સ્વાભાવિક વાત છે.

દેશબંધુનું બીજું ઓજસ્વી અને શ્રેષ્ટ કાવ્ય 'સાગર સંગીત' છે. તેનું અંગ્રેજીમાં અરવિંદ ઘોષે ભાષાંતર કર્યું છે. સાગરની ગંભીર ગર્જનાથી અંતઃકરણમાંની સુષુપ્તાવસ્થાની મનોવૃત્તિઓ જાગ્રત થાય છે. પણ સુક્ષ્માનુભુતિના તરલ સ્પર્ષથી વાંચકોને જે એક નવોજ આનંદ મળે છે. "માલા" માં એકત્રીસ હૃદય ગીતો છે. તેમાં પ્રેમ, ઓ પ્રદીપ શુન્ય પ્રાણ, રાગ, પ્રાણેર સ્વપ્ન, ભાવ એ ગીતો દાસની સહજ મધુર સુકોમળ અને સુંદર સ્વભાવની સાક્ષી પુરે છે.

જેને આપણે દાસનું છેલ્લામાં છેલ્લું કાવ્ય પુસ્તક કહી શકીએ તે "કિશોર કિશોરી" છે તે પ્રેમ હૃદયનું સ્ફટિક દર્પણ જેવું છે. વિશ્વ વિસ્મૃતિની અનુભૂતિનો પરિચય આમાંથી મળી શકે છે. પ્રેમની મધુરતા, પ્રેમનું સ્વરૂપ, પ્રેમનો આદર્શ, પ્રેમનું સૌંદર્ય, પ્રેમની અનુભૂતિ, પ્રેમનો ઉન્માદ, પ્રેમનો પ્રકાશ અને પ્રેમનું વિશ્લેષણ આ કાવ્યમાં પૂર્ણ પણે ઉત્કટ રીતે જણાય છે. કલ્પનાની મધુરલીલા સાથે સ્વભાવ સૌંદર્યનું મનોહર મિશ્રણ આ કાવ્યમાં ઉજ્જવળતાથી પ્રકાશી રહે છે.

ચિત્તરંજનની કવિતામાં વૈષ્ણવ આદર્શ અને ભાવ ભરેલાં છે. વૈષ્ણવ સાહિત્યના પ્રચારને માટે તેમજ બંગાળી સાહિત્યને નવું રૂપ આપવા માટે તેમણે ઇ. સ. ૧૯૧૫ થી "નારાયણ" નામનુ વિખ્યાત માસિક કાઢયું છે. તેના લેખકોમાં શ્રી૦ બિપિનચંદ્ર પાલ, મહા મહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રી વગેરે પ્રખ્યાત સાહિત્ય પ્રેમી હતા. ૧૯૨૧ ના ફાગણના નારાયણમાં બંગાળી કાવ્ય જીવન વિષે તેમણે એક લેખ પ્રકટ કર્યો છે. ચંડીદાસથી તે કૃષ્ણકરમદાસ પર્યંત કવિતાની અતૂટ ધારા વહી છે. તેના સંબંધમાં તેમણે કહ્યું છે:—

આપણાં પ્રત્યેક ભાવના અને કર્મમાં અને સંબંધમાં એક અંતઃપ્રકૃતિ હોય છે. સમસ્ત બાહ્ય કલેવરમાં આ અંત પ્રકૃતિનું અનુસંધાન કરવામાંજ મનુષ્ય જીવન રહેલું છે. બધા તેનું અનુસંધાન કરે છે. આપણે બધા તે પ્રકૃતિના પ્રાણને ખોળવા વ્યસ્ત બનીને બળીએ છીએ. જેને જીવનનું અનંત મુહૂર્ત કહે છે તે કાળે તે પ્રાણના સાક્ષાત્ થાય છે અને તેજ ઘડીથી આપણું મન અને હૃદય આનંદના તરંગોથી અધીરૂં બની જાય છે ત્યારે કવિતા થાય છે. એ જે અપૂર્વ મિલન થાય છે તેનું મહામંદિર જીવન છે. કવિતાનું રાજ્ય છે. એ મિલન મંદિર સત્ય છે. સત્ય વિનાની કોઇ કવિતાનો સંભવજ નથી. મંદિરમાં જે કવિતાનો સ્રોત ચિરકાળથી વહ્યા કરે છે તેમાં સ્નાન કરવાની ઇચ્છા થાય છે."

બંગાળાના સાહિત્ય પ્રેમીઓએ ૧૯૧૭ના વાર્ષિક સંમેલનમાં બાંકીપુરના અધિવેશનમાં ચિત્તરંજનને સાહિત્ય વિભાગના પ્રમુખ નીમ્યા હતા. ૧૯૧૮માં ઢાકામાંના સાહિત્ય સંમેલનમાં સ્વાગતકારિણી સમિતિના પ્રમુખ નીમ્યા હતા. બાંકીપુરના અધિવેશનમાં તેમણે "બાંગ-

બાર ગીતિ કવિતા " નામનો નિબંધ વાંચ્યો હતો, તે નિબંધમાં વૈષ્ણવ કવિતાઓને તેમણે બંગાળના પ્રાણને પ્રકાશિત કરનારી કહી છે. એક સ્થળે તેમણે કહ્યું છે કે,

"કોઇ કહે છે કે વૈષ્ણવી કવિતા સાહિત્ય રૂપ છે. મનુષ્યના યોગની અર્થાત વૈષ્ણવ કવિઓના નિજ જીવનનો અનુભવ શું સત્ય ઉપર નથી? વૈષ્ણવ કવિઓના પ્રત્યેક અનુભવ તેમના હૃદય અને પ્રાણના પરિપૂર્ણ અનુભવ ઉપરજ નિર્ભર રહે છે. વૈષ્ણવ કવિઓના શ્રીકૃષ્ણ કલ્પનામાં નથી. વૈષ્ણવોની રાધા મર્મ, જીવન અને પ્રાણ કમળ ઉપર જ છે. એ બંને સભ્યતા, સાધના, શિક્ષા દિક્ષાદિ હજારો વિચિત્ર રૂપમાં પ્રકટ કરવામાં આવ્યા છે.

"રૂપાન્તરેર કથા" નામના નિબંધમાં તેમણે તેના વિકાસ સંબંધી કહ્યું છે કે રૂપને ધારણ કરવાને માટેજ ભાવ પ્રાણની અંદર ઉત્પન્ન થાય છે. જેટલો ભાવ અંદર પ્રવેશ કરીને સ્ફુર્તિ મેળવે છે તેટલું જ તેનું સૌન્દર્ય વધે છે. જ્યારે ભાવના રૂપની પાસે ધરવામાં આવે છે, ત્યારે તે વધારે સુંદર અને મધુર માલમ પડે છે. જ્યારે મનુષ્યના હૃદયમાં સત્યનો ઉદય થાય છે, જ્યારે ભાવના તેવાજ પ્રાણ પ્રતિષ્ઠા કરે છે, ત્યારે તે ભાવના કાલ્પનિક નથી રહેતી તે સત્યની છાયા નથી પણ તે જ સત્યરૂપ છે. સત્યના રાજ્યમાં હંમેશાં જે લીલા થાય છે, તેમાં ભાવના અને આકારનું પ્રાર્થક્ય નથી. તે લીલા કવિનું ગુપ્તમિલન કેન્દ્ર છે." ચંડિદાસ વગેરે કવિઓના જીવનમાં એ રૂપાંતર થયું છે. અને ભાવનાના મિલનમંદિરમાં પ્રવેશ કરી શકતા હતા તેનું પ્રમાણ તેના કાવ્યોમાંથી મળી આવે છે.

બંગાળી કવિઓમાં ચાલતી ચર્ચામાં ભાગ લેવાનો મને અધિકાર નથી તેથી આપણા આ નાયકની કવિતાના થોડા ઉદાહરણ આપીને સંતોષ માનીશું. અનુવાદ કરવાનો પ્રયત્ન નથી કર્યો. જેમ છે તેમ ને તેમજ આપ્યાં છે. ભાષા બંગાળી હોવા છતાં સમજી શકાય તેવી સરલ છે.

પ્રેમી હૃદયમાં જુદા જુદા વખતે જે ઉદ્દગાર ઉઠે છે તેનું નીચેની લીટીઓમાં બહુ સરસ વર્ણન લલિત શબ્દોમાં થએલું છે.

તોમાર એ પ્રેમ સખિ, શાનિત કૃપાણ.
દિવાનિશિ કરિતેછે હૃદિ રક્તપાન.
નિત્ય નવ સુખ ભરે
ઉલ્લસિછે રવિ કરે

રજનીર અન્ધકારે સે આલોક* નિર્બાણ.
તોમાર એ પ્રેમ સખિ, મરન સમાન.
જીર્ણ શ્રાન્ત જીવનેર શાન્તિ આવરન.

કોમલ તુષાર કર,
રાખિયા લલાટ પર,
જુડાય જ્વલન્ત જ્વાલા, આનિયા નિર્બાન.

પવિત્ર પ્રેમ એ કેવી વસ્તુ છે તે પ્રેમી હૃદયજ જાણી શકે છે. સામાન્ય સ્ત્રી પુરૂષ પ્રેમના આભાસથીજ સંતોષ માને છે. પ્રેમના અધિકારી થોડાજ છે, ફારસીના પ્રસિદ્ધ દાર્શનિક કવિ સર્મદ

*આલોક=દીવો, પ્રકાશ.

કહ્યું છે કે "સોઝે દિલે પરવાના મગસરા ન દિહન્દ" જેનાથી પ્રેરાઇને પતંગ દીવા ઉપર પોતાની કુરબાની આપી દે છે તે ભાવના ઇશ્વરે માખીમાં નથી મૂકી. જે પ્રેમી હોય છે તેજ ઉપરની હર્ષસંતાપયુક્ત કાવ્યપંક્તિઓનો ભોગ કરી શકશે. "વારવિલાસિની"માં એક પતિતા સ્ત્રીની કરૂણ કથાનું ચિત્ર છે. વર્ણન બહુ હૃદયદ્રાવક છે. આવી સ્ત્રીઓનું અસ્તિત્વ માનવ સમાજનું માથું નીચું નમાવે છે. પુરૂષોના પુરૂષત્વને, સ્ત્રીઓના સ્ત્રીત્વને લજ્જીત કરે છે. એ કમનસીબોના જીવનમાં સુખ નથી. અદૂરદર્શી લોક તેમની ટાપટીપ શૃંગાર વિલાસ વગેરેને તો જુએ છે; પણ તેની માનસિક વ્યથાનો પત્તો તો કોઇનેજ મળે છે. તેનું કોકિલ કંઠને લજવનારૂં સંગીત તેના સદાના કરૂણ ક્રંદનનું આવરણ માત્ર છે તે કોણ જાણે છે? તેના સંતપ્ત હૃદયના ઉદ્દાર બાષ્પ સમું તેનું પ્રણયી હૃદયનું શીતળ અધરામૃત છે તે કોણ જાણે છે? પોતાના માનસિક ઉદ્વેગોને છુપાવી સમાજ સમક્ષ હંમેશાં પ્રફુલ્લ વદન રાખવું એ રમતની વાત નથી. આ વાત વેશ્યાઓને માટેજ નથી. કુલાંગના નામધારી વારવિલાસિનીઓની જીંદગી તેથી પણ વધારે દુઃખમય છે. કુળગૌરવ, લોકલાજ અને પસ્તાવો તેના હૈડાને રહી રહીને સંતાપે છે. જે ભાવોને ચિત્તરંજન નીચેના શબ્દોમાં વર્ણવ્યા છે તે બધાને કહીને કહી ઉઠયા વિના રહેતા નથી.

આમિ જેનો ચિરદિન ઋણી.
અપાર ઐશ્વર્ય લયે,
બિલાઇ ભિખારી હયે,
વાસના વિહીન ઉદાસિની.

લાલસા ઉલ્લાસહીન, પૂર્ણ ઉદાસિની.
કે કરે છે મોરે ચિર ઋણી,
ઓગો આમિ યૌવને યોગિની.
એ વિશ્વ લાલસા છાઇ,
સર્વાંગો ભાખિયા* તાઇ,
ચાલિયાછિ કલઙ્ક વાહિની.
ચિરદિન યૌવને યોગિની.
કાર અભિશાપે નાહિ જાનિ.
કોન મહાપ્રાણે વ્યથા.
દયા જિનુ તાર હેથા,
પ્રાણ હીન પ્રેમ-વિલાસીની.
સવારે વિલાસી તાઇ વાર વિલાસિની.
તારિ થાશે ચિર-કલઙ્કિની.

આજકાલના નામધારી ઢોંગી સાધુઓની સંખ્યા વધતી જાય છે. કહે છે કે તે લોકોએ સંસારનો ત્યાગ કરી દીધો છે

दुःखेष्वनुद्विग्नमना सुखेषुविगतस्पृहः ।
वीतराग भयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥

નો પાઠ હૃદયંગમ કરી લીધો છે પણ માત્ર દેખાવનું છે. સાચા સાધુ તો લાખોમાં એકાદ હોય છે. જે જાત જાતની લોભ લાલસાઓમાં ડુબતાં છતાંયે પૂજ્ય વ્યક્તિઓનો સ્વાંગ ધરીને સન્માન મેળવી રહ્યા છે એવા લોકોને ઉદ્દેશી નીચેનું પદ્ય તેમણે બનાવ્યું છે.

---

* લેપન કરીને.

ઓહે સાધુ, અભિજ્ઞાન અન્તર તો માર,
ક્ષુધિત તૃષિત સદા યશ લાલસાય.
એસ એશ[1] કાછે[2] લયે માનવેર પ્રાન
કાજકિ એ મિથ્યાભરા દેવતાર ભાન.

લોકસેવા એ ઇશ્વર સેવાનું એક પરમ આવશ્યક અંગ છે એવું ભુલી જનારા ઘણા લોક છે. ષોડષોપચાર વિધિમાં કલાક ગીતાડશે, યજ્ઞો વિગેરેમાં હજારો રૂપીઆ ખર્ચશે, પણ પડોશમાં જો કોઇ અનાથ રોગી રીબાઇને મરી જશે, તો તેની સેવા સુશ્રુષા નહિ કરે. એવા લોકોએ નર રૂપી નારાયણને નથી પીછાણ્યા. તેઓ નથી જાણતા કે—

**येन केन प्रकारेण यस्य कस्यापि जन्तुनः ।**
**संतोषं विनयेद्धीमान् स्तद्देवेश्वर पूजनम् ॥**

એવા લોકોને સંબોધતાં તીખા કડવા પણ અક્ષરશઃ સત્ય વાક્યો કવિએ લખ્યા છે—

તુમિ ઉચ્ચ હતે ઉચ્ચ, ધાર્મિક પ્રવર.
તુચ્છ કરી અતિ તુચ્છ આમાદેર પ્રાન,
ઓગો ! કોન શૂન્ય હતે આનિયા ઇશ્વર,
જીવને તાહારિ કર આરતીર ગાન ?
ભ્રાતાર ક્રન્દન સુનિ ચેયોના[3] ફિરિયા,
ધરનીર દુઃખ દૈન્ય આછે જાહ થાક[4]
ઊર્ધ્વમુખે પૂજા કર દેવતા ગડિયા,
પ્રાણ પુષ્પ અયતને સુખાઇયાજાક.[5]

---

૧ આવે. ૨ પાસે. ૩ જોતા નથી. ૪ રહે. ૫ જાય.

જે લોક બ્રહ્મજ્ઞાની બનીને અહંકારમાં ડુબી જાય છે તે સાચા બ્રહ્મજ્ઞાની નથી. બ્રહ્મ પ્રેમ વિશ્વ પ્રેમની ચાવી છે. પણ આ લોકોએ તેને કલંકિત કરી દીધું છે. તેમને માટે નીચેની ચેતવણી ઠીક ઉપયુક્ત છે.

અસાર સકલ જ્ઞાન. ઓહે બ્રહ્મજ્ઞાની
નમ તુમિકાર કર અતઅહંકાર !
આપનારિ ઉચ્ચારિત મેઘ મન્ત્ર વાણી
આપનાર મને આને મોહ અન્ધકાર.
ક્ષુદ્ર તુમિ, ક્ષીન પ્રાણે કેમને +ધરિએ
અસીમ અનન્ત શક્તિ મહા દેવનાર
એ શૂન્ય વિશ્વેર વક્ષે કાહાંરે બરિએ ?
વૃથા વહ *આપનાર પુષ્પ—અર્ધ્યભાર.

કવિની રચનાઓમાં તેની માનસિક દશા પ્રતિબિમ્બિત થાય છે. શબ્દ યોજના સાથે કવિનું વ્યક્તિત્વ સંપુટિત થાય છે. એક વખતે ચિત્તરંજન નાસ્તિક જેવા થઇ ગયા હતા. વિલાયતથી પાછા આવ્યા હતા. હૈયામાં જાતજાતની લાલસાઓ ભરેલી હતી. આર્થિક દશા પણ તેવીજ હતી. કુટુંબિક જીવન પણ તેવુંજ હતું. તેમણે અસ્ફુટ રૂપથી આ વાક્યો કાઢયા હતા.

उत्थाय हृदि क्षीयन्ते दरिद्राणाम् मनोरथाः ।
बालवैधव्य दग्धानाम् यथास्त्रीणाम् पयोधराः ॥

---

+ કેવી રીતે. * વહે છે.

કોઇનો આધાર ન હતો. પ્રાર્થના પણ અણુસુણી લાગતી, તેવા સમયે ધૈર્ય છૂટી જાય છે. ઇશ્વરની દીસતી નિષ્ઠુરતાથી તેના અસ્તિત્વ વિષે શંકા ઉત્પન્ન થાય છે. આશા ઉડી જાય છે તે વખતે જે ભાવનાઓ ઉઠે છે તે તેમણે " કાહ્લજ " નામના પ્રથમ પુસ્તકમાં એક ઠેકાણે આ પ્રમાણે દર્શાવ્યા છે.

બૂઝેછિ બૂઝેછિ નખે
કહ્લિબના કિન્તુ તૃપાર્ત જીજ્ઞાસા મોર
આનિ છે ફિરાયે તવ લૌહવક્ષ હતે
રુદ્ધ ભાષા અશ્રુસિક્ત લજ્જાનત આંખિ.
શક્તિશીલ. દ્રષ્ટિહીન, શ્રવણહીન,
નિર્મમ નિષ્ઠુર તુમિપાષાણેર મત.

એક બીજા પ્રસંગે તેમણે લખ્યું છે

" ઇશ્વર ઇશ્વર વલે અબોધ ક્રન્દન "

જે વખતે એમણે માલા નામનુ પુસ્તક લખ્યું, ત્યારે આ ભાવના નહતી. ચિત્તની ચંચળતા જતી રહી હતી. ઇશ્વરની સત્તા તેમજ દયાળુતા ઉપર વિશ્વાસ બેસી ગયો હતો. અધેજ તેના યશો-ગાન માલમ પડતા હતા તેનીજ લીલા દેખાતી હતી એક જગાએ તેમણે કહ્યું છે કે

કેમન સે ભાલવાસા !* બલા કિસે જાય '
'સકલ જીવન આરસબ સ્વપ્ન ગાય.
તોમારિ તોમારિ ગીત. સ્રોતસ્વતી[1] યથા
સમુદ્દેર ગાન ગાએ, તારી પાને [2] ધાય
આકુલ આક્ષાય

× જેવી. * સદ્ભાવ. ૧ નદી. ૨ મુખ.

"કિશાર કિશારી" તથા "અન્તર્યામીમાં કવિની પ્રૌઢ પ્રતિભાના પુરેપુરા આનંદ મળે છે. અંતઃકરણની પ્રેમમયી શક્તિઓના પુરા વિકાસ થઇ ચુકયા છે. હવે શંકાને માટે સ્થાન ખાલી નથી. હવે ઇશ્વરની સત્તા અને સર્વવ્યાપકતા માટે કવિને તાર્કિક પ્રમાણોની જરૂર જણાતી નથી. તેમના હૈયાના તંત્રીના તારેતાર પ્રમાણ આપી રહ્યા છે અને પ્રેમના આવેશમાં બોલી ઉઠે છે કેઃ—

ઓગો પ્રિય, તુમિ મોર સર્વ જીવનેર
ચિર પ્રેમાર્જીત શતપસ્યાર ફલ.
খুলિয়া હૃદય દ્વાર આમિ બિછાઇબ.
યતના સૌન્દર્ય્ય આછે યતના સ્વપન;
સર્વ કોમલતા મોર આમિ પેતે દિબ
તુમિ કેરં ઓગો કેરે આમાર જીવન.
તો માર ચરણભૂમિ.

હવે ધૈર્યને માટે અવકાશ નથી. પ્રિયતમ આવો અને હૃદયમંદિરમાં નિવાસ કરો એવું પ્રેમીનું આકુલ હૃદય વિરહવેદનાથી પોકારી ઉઠે છે. પણ તેની સાથે નિરાશા નથી. તેને દૃઢ વિશ્વાસ છે કે સંયોગ નજીકમાં છે. તે જાણે છે કે તેનું સ્નેહપાત્ર વિશ્વાત્મા છે. "**नवाने तत्त्वं वयमिह तु यत्त्वं न मवसि।**" તેને એ પણ ભરોસો છે કે "તે મારો છે." વિશ્વ તેનું છે પણ તે મારો છે. તેમની મનોદશા આ શબ્દોમાં પ્રકટ થાય છે.

નિખિલેર પ્રાણ તુમિ, તુમિ હે આમાર
દિવસેર દિનમણિ, નિશાર આધાર:

જાગરણે કર્મ્મ ભૂમિ
શયનેર સ્વપ્ન તુમિ
ઓગો સર્વ પ્રાણુમય. તુમિ જે આમાર:

હવે એક પદ્ય આપી આ પ્રકરણ પુરૂં કરીશું. એ પદ ઉપાસકની ધ્યેય પ્રાપ્તિ, ભક્તના ભગવદ્ દર્શન, વિરહિણીના સંયોગની પ્રાપ્તિના હર્ષ આપનારાવાળું છે.

બાજારે બાજારે તબે બાજા જય ડંકા.
નાહિ લાજ નાહિ ભય, નાહિ કોન શંકા
પરાન બા નિકાં પેછે કતજ્ય માલ્ય ગલે
ફૂલેર મત કિ જાનિગો ફૂટે છે હૃદિતલે
સુખેર મત દુઃખ આજ, દુઃખેર મત સુખ
કોન ગાનેર ગરબે ગો ભરિયાછે બુક ??
પ્રાણેર માઝે એકિ સુનિકિ નીરવ ભાષા !
બુકેર માઝે કોન પાખી ગો બાંધિયા છે બાસા
પાયેર તલે રાજપથ ! પ્રાણ આજીકે રાજા !
બાજારે બાજારે તબે જય ડંકા બાજા.



## રાજનૈતિક ક્ષેત્રમાં પદાર્પણ.

ચિત્તરંજનને રાજનૈતિક આંદોલનની સાથેની પુરાણી દોસ્તી હતી તે અમારા વાંચકો જાણે છે. વિદ્યાર્થી દશામાંથી જ એવા કાર્યોમાં ભાગ લઇ ચુક્યા હતા, પરંતુ વિલાયતથી આવ્યા પછી ઉપાધિઓને લીધે રાજનીતિથી એમને બહુ દિવસ સુધી જુદા રહેવું પડયું હતું. અંગ્રેજીમાં એક કહેવત છે કે One must make either a life or a living કાં તો માણસે જીંદગીને આદર્શરૂપ અથવા શ્રેષ્ઠ બનાવવી અથવા તો રૂપીઆ કમાવા બંને સાથે બની નહિ શકે. અત્યાર સુધી તેમનું ધ્યાન રૂપીઆ કમાવા તરફ હતું. પણ અલીપુર બોમ્બ કેસ પછી એ ચિંતા જતી રહી. પિતાનું ચાલીસ હજારનું દેવું ચુકવાયું. આટલા દિવસોને અંતે પણ દેવાળીઆમાંથી નામ કઢાવ્યું. સ્વભાવિક ઉદારતાને પણ સારી પેઠે સંતોષ આપી શકાયો. દીનદુઃખીઆ અનાથ અને વિદ્યાર્થીઓને એક સબળ આશ્રય દાતા મળી શકયો. લાલસાઓ પણ પુરી પાડી શકાઇ અને જીવન સુખમાં વીતવા લાગ્યું. એક ધનવાનને ત્યાં જેવો વૈભવ હોય તેવો તેમને ત્યાં થયો અને ચિત્તરંજન કલકત્તાના એક મોટા શહેરી થઇ ગયા. ઘણુાયે સંપન્ન અંગ્રેજો તેમનો પહેરવેશ તથા ઘરના ઠાઠમાઠને સતૃષ્ણ નજરે જોઇ રહેતા.

પરંતુ **अतीत्यहि गुणान् सर्वान् स्वभावो मूर्ध्निवर्तते** એ ન્યાયે સ્વભાવ છેક દબાવ્યો રહી ન શકે. કોઇ કારણથી તે એક રીતે ઢંકાએલો અમુક વખત માટે રહે તે બનવા જોગ છે, પણ અનુકુળ સમય મળતાં તે ફરીથી જાગૃત થઇ ઉઠે છે. ચિત્તરંજનનો આત્મા સાર્વજનિક કાર્યોમાં ભાગ લેવાને—આગળ પડતો ભાગ લેવાને

સુજાયો છે. એકવાર તે ગુણોના વિકાસનો આરંભ થયો હતો પૈ-સાની તંગીના સખ્ત તાપથી જેવો જન્મ થયો, તેવોજ ભસ્મીભુત થયો. તેથી એમ લાગતું કે ચિત્તરંજન એક પ્રખ્યાત બેરિસ્ટર થશે અને-બસ બીજું વધારે નહિ. પણ તેમ ન હતું. ભલે પાંદડા બળી ગયા પણ જડ લીલી હરિઆળી હતી. અનુકુળ સમયનીજ રાહ હતી. આર્થિક કષ્ટો ઓછા થતાંજ તેની પુરાણી અભિરૂચિઓ જાગૃત થવા માંડી, અને સાર્વજનિક કામો ખાસ કરીને રાજનૈતિક જીવનમાં ફરીથી ભાગ લેવા માંડયો.

સંવત ૧૯૭૪ (સને ૧૯૧૭)થી તેમની ગણના બંગાળાના નેતામાં થવા માંડી. તેમના પહેલાં સુરેન્દ્રનાથ બેનરજી બંગાળાના તાજવિનાના રાજા An uncrowned king કહેવામાં આવતા હતા. સમસ્ત દેશમાં તેમની પ્રતિષ્ઠા મહાન હતી. તેમનું અદ્‌ભુત ભાષણ કાશલ, અંગ્રેજી ભાષા ઉપરનો ચમત્કારક કાબુ તથા એકનિષ્ઠ દેશ-ભક્તિ અને નીડરતા તેમના વિરોધીઓ પણ વખાણતા. પણ સમય બળવાન છે જગદ્‌વ્યાપી મહાયુદ્ધ પછી તેમની નીતિ બદલાવા માંડી. સરકારે મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ સુધારાની યોજના રજુ કરી અને તેજ ઝગડાનું કારણ નીવડી. પહેલાં તો લોક ખુશ થઇ ગયા. અને સમ-જ્યા કે સ્વરાજ મળી ગયું. પણ જેમ જેમ રિફોર્મ સ્કીમનું રહસ્ય સમજાતું ગયું, તેમ તેમ તિરસ્કાર ઠેર ઠેરથી થવા લાગ્યો આ યોજ-નાથી નથી સ્વરાજ મળી શકતું કે નથી તેનાથી અંગ્રેજી અધિકારી-ઓની આપખુદ સત્તા ઉપર અંકુશ મૂકાતો તે સ્પષ્ટ થયું. માત્ર પ્રજાની આંખમાં ધુળ ફેંકવાની વાત છે એમ લાગ્યું. અને પંજાબના એ કાળા કેર અને અમાનુષી અત્યાચાર પછી એ માન્યતા વધારેને વધારે દૃઢ થતી ગઇ.

૧૯૧૭ માં કલકત્તામાં કાંગ્રેસ થઇ. શ્રીમતી એનીબિસાંટને પ્રમુખસ્થાન અપાયું હતું. તે વખતે સુધારાની સ્કીમ રજુ કરવામાં આવી ન હતી. પણ નેતાઓમાં બે દળ પડવા માંડયા હતા. સ્વાગત કારિણી સભામાંજ ઝગડો તો થયો, પણ ગમેતેમ ઉપરથી એકતા દેખાડાઇ. પછી સુધારાની સ્કીમ રજુ થઇ. અને તે માટે મુંબઇમાં કોંગ્રેસની ખાસ બેઠક થઇ. તેમાં સ્કીમ સંતોષજનક નથી એમ જણાવ્યું. પં. માલવિયાના પ્રમુખપણા હેઠળ મળેલી દિલ્હીની કોંગ્રેસે તેનો તેથીયે વધારે તિરસ્કાર કર્યો. અને પ્રાંતિક પ્રબંધમાં પ્રતિનિધિ શાસનને અનિવાર્ય તથા આવશ્યક જણાવ્યું. અમૃતસર કોંગ્રેસની પણ તેજ નીતિ રહી. અને નાગપુરની કોંગ્રેસે સ્વરાજ્ય એ હિંદુસ્થાનનું લક્ષ્ય છે એમ બતાવી અસહકાર એ સ્વરાજ્ય પ્રાપ્તિનો માર્ગ નક્કી કર્યો.

કોંગ્રેસની આ નીતિ કેટલાક નેતાઓને ન ગમી. તેમણે સુધારાની યોજનામાં ખામીઓ તો બતાવી, પણ તેમનો મત એવો હતો કે જે મળી જાય તેનો તિરસ્કાર નહિ કરવો જોઇએ. તે લોકોએ કોંગ્રેસમાં જવાનું છોડી દીધું; અને લીબરલ લીગ નામની જુદી સંસ્થા ખોલી. જનસમાજનો મોટો ભાગ કોંગ્રેસને અનુસરતો હતો, તે છતાંયે એ લોકોએ તેની પરવા ન કરી, અને પોતાના રાગ આલાપ ચાલુજ રાખ્યા. તેમનું આ કામ કોઇ પણ રીતે પસંદ કરવા જેવું તો નહિજ કહી શકાય. જો કોંગ્રેસની નીતિ ભૂલ ભરેલી હતી, તો તેને તેમાં રહીને જ સુધારવાનો તેમનો ધર્મ હતો. જનસમાજને સમજાવી લોકમત કેળવી પોતાની તરફ લેવાની જરૂર હતી. આમ ન કરતાં જુદા પડી જવાની ઇચ્છા એ નબળાઇની નિશાની બતાવે

છે. જે નેતા હતા તે શત્રુના સહાયક થઇ બેઠા; અને સર્વ સાધારણ જનસમાજનો વિશ્વાસ તેમના ઉપરથી ઉઠી ગયો.

પરંતુ સમય કોઇને માટે રોકાતો નથી—શ્રીકૃષ્ણભગવાને અર્જુનને કહ્યું હતું કે **निमित्त मात्र भव सव्यसाचिन्** ! રાષ્ટ્રનું કામ કદી પણ અટકી રહેતું નથી. તેને નિમિત્ત મળી જાય છે. જેમ જેમ એ જુના આગેવાનો પાછા હઠતા ગયા, તેમ તેમ નવા નેતાઓ તેમની જગા લેતા ગયા. નવા અને જુના નેતાઓમાં હવે બહુ અંતર છે. હવે ત્યાગ એ મુખ્ય વિષય થઇ પડયો છે. આગેવાને તપસ્વી બનવું પડે છે. કાંટાની સેજમાં સુવુ પડે છે તેથી એ એકંદર રીતે ઠીકજ થયું કે તેમના ભેદ પહેલાથી જણાયા, અને સાચા સેવકોનો પરિચય સમાજને થઇ ગયો. જે લોક નવી પરિસ્થિતિને અંગે નવા શસ્ત્રોના પ્રયોગથી ક્રમક્રમે છે તેમણે પાછળ હઠવુંજ ઠીક છે. બંગાળામાં સુરેન્દ્રનાથની લોક પ્રિયતાનો ઘટાડો અને ચિત્તરંજનની લોકપ્રિયતાનો વધારો સાથેજ થયો.

અંગ્રેજીમાં જેને સોશિઆલિઝમ (Socialism) કહે છે, તેનો ચિત્તરંજનના હૃદયમાં વિકાસ થએલો છે. સોશિઆલિઝમનો સામાજીકતા કે સમાજ સુધારો એવો સંકુચિત અર્થ નથી, પણ તેના અનેક અર્થ છે. સમાજ પ્રેમ અથવા નીચી પદવીના લોકને ઉચ્ચ કોટિના બનાવીને બધા દેશવાસીઓને સમાન બનાવવા એ પણ છે. માતૃભૂમિની ઉજ્જ્વળ મૂર્તિએ તેમના હૃદયમાં જાગૃત થઇને ચિરનવિન કર્મશક્તિ આપી છે, તોપણ નારાયણના આધાર મૂર્તિરૂપથી પણ વધારે પોતાના દેશની કલ્પના કરે છે. ૧૯૧૭માં બંગાળ પ્રાંતીક

સમિતિના પ્રમુખ તરીકેના ભાષણમાં રાજનૈતિક આંદોલનને નવિન રૂપ આપતાં તેમણે આ વિષયમાં કહ્યું છે કે–

"ઘણા લોક એમ સમજે છે કે કોંગ્રેસ રાજનૈતિક વિષયો ઉપર વિચાર ચલાવવા માટેજ છે. આ સભામાં બંગાળાના વિષયોની શું આવશ્યકતા છે? આ સવાલજ આપણી અધોગતિ સૂચવી રહ્યા છે. સમગ્ર જીવનના ટુકડા ટુકડા કરીને તેના જુદા જુદા ભ.ગ પાડવા એ આપણી શિક્ષા, દિક્ષા અને સાધનની વિરૂદ્ધ કુદરતી રીતેજ છે.

આપણા રાજનૈતિક આંદોલનના જે વિષયો છે તે શું સમગ્ર જાતિયજીવનની દ્રષ્ટિએ જોવા ન જોઇએ? જો તેમ નહિજ હોય, તો સત્યની શોધ શી રીતે થઇ શકશે? ×× અત્યારે જે રાષ્ટ્રિય ભાવના અને હિલચાલો છે તેની સાર્થકતા ક્યાં સમાઇ છે? એકજ શબ્દમાં કહી દેવું હોય, તો બંગાળીઓ એક માનવીઓનું રાષ્ટ્ર બનાવવું તે છે. તેથી અત્યારે આપણી શું દશા છે તેનો વિચાર કરવોજ પડશે. આ વિચાર થતી વખતે આર્થિક દશા કેવી છે તેનો પણ વિચાર કરવો પડશે. તે જોતાં આપણે આપણી ખેતીવાડી સુધારવી પડશે. ખેડુતોની દશા સુધારતાં ખેતરોની ઉપજ વધે છે કે નહિ તેનો હિસાબ પણ રાખવો પડશે. શા માટે ઘણા લોક ગામ છોડીને શહેરમાં રહેવા જાય છે તેનો વિચાર કરવા સાથે ગામડાના આરોગ્ય સંબંધી પણ વિચાર ચલાવવો પડશે તેથી સમજાશે કે રાજનૈતિક આંદોલનો કરવામાં આપણે ખેડુતોની ચિંતા કરવી જોઇએ. અને સાથે સાથે ગામડાની અનારોગ્યતા દૂર કરવી જોઇએ. વળી ખેતીને લાયક જેટલી જમીન દેશમાં છે તેને સુધારી ખેતી કરવાથી આપણી દશા સુધરે છે કે નહિ, જો નહિજ સુધરી શકતી હોય, તો ત્યારપછી વેપાર વાણિજ્ય વિષય ઉપર વિચાર ચલાવવો પડશે.

પરંતુ આ ભાવનાથી દેશની અવસ્થા સમજવાનો આપણે પ્રયત્ન કેમ નથી કરતા ? હાલની કેળવણીએ મિથ્યાભિમાની બનાવી સાધારણ લોકને મળવા કરવાની વાતજ વિસારે પાડી દીધી છે તે સંબંધમાં તેમણે કહ્યું છે કે

“ આપણે પોતાને કેળવાએલા કહીને અભિમાન લઇએ છીએ પણ દેશમાં આપણી શું ગણત્રી છે ? આપણી સંખ્યા કેટલી છે ? દેશના સાધારણ અને નીચી પંક્તિના લોક સાથે આપણે મળતા શા માટે નથી ? આપણે જે સમજીએ છીએ તેજ તેઓ પણ સમજે છે ? ખરૂં કહું તો આપણા ઉપર આપણા દેશબાંધવોનો વિશ્વાસ નથી. આપણે તેમને ઘૃણાની નજરે જોઇએ છીએ. ક્યા કાર્યમાં આપણે તેમને બોલાવીએ છીએ ? સરકારના ક્યા કામને જણાવવા માટે તેમને પ્રેમ આદરથી બોલાવી એક મોટી સભા ગોઠવીએ છીએ ? પણ ખરા હૃદયથી કોણ તેમને બોલાવે છે ? આપણી કઇ કમિટિમાં અને કઇ સમિતિમાં ખેડુત સભાસદ છે ? ”

હવે તો એ બાબતમાં મહાસભાએ ઠીક પ્રવૃતિ કરી છે. રાષ્ટ્રિય મહાસભામાં અને પ્રાન્તિક સભાઓમાં દેશના જે પ્રાણ છે તેમને માટે સ્થાન રાખવામાં આવ્યું છે. ખેડુતો સભાસદ થવા લાગ્યા છે. શાથી આપણે લક્ષ્ય ચુકયા હતા તે સંબંધી તેમણે જણાવ્યું છે કે–

“ આહાર–વ્યવહાર, આચાર વિચાર, ભાષા ભાવ, ધર્મ કર્મ વગેરે જીવનક્ષેત્રના પગલે પગલે આપણે વિલાયતનું અનુકરણ કરી રહ્યા છીએ. મંદિરોની જગાએ સભા ભરીએ છીએ, સદાવ્રતની જગાએ હોટલ ખોલીએ છીએ, થીએટર કરીને દુકાળમાં દાન આપીએ છીએ, લોટરી વડે અનાથ આશ્રમને મદદ કરીએ છીએ. દેશની

આરોગ્ય રક્ષા માટે જેટલા સહેલા ઉપાય હતા તે બધાની જગાએ હવે વિલાયતના એલોએ લીધી છે. જાતને ભુલી ગયા છીએ, અને વિલાયતના યંત્ર કારખાનાઓનો નકલ કરીને પૈસા પેદા કરવા માટેજ જીવન વીતાડવાના પ્રયત્ન કરીએ છીએ !

આપણે શાથી આવા થયા ? આપણા દેશની સાથેનો પ્રાણનો સંયોગ કેમ છુટી ગયો ? કારણ માત્ર એજ કે આપણા બધા આદર્શની સાથે શિક્ષા દિક્ષાના આદર્શ પણ ફેરવાયા છે. આપણી કેળવણીની પ્રણાલિમાં મૂળથીજ ફેરફાર કરવો તેમજ આપણા દેશના સ્વભાવધર્મ, સભ્યતા અને સાધનને અનુસરી તેની વ્યવસ્થા કરવી આ કેળવણીને સાધારણ સમાજ માટે સહેલી ન કરવી એ આપણું માટે મોટી આપત્તિનો સવાલ છે. આ કેળવણીના પ્રભાવથી આપણે દેશને માટે તો મન અને પ્રાણથી મૃતપ્રાયઃ જેવાજ છે. આ કેળવણીના સંબંધમાં દેશબંધુ કહે છે કેઃ–

આપણા હાવભાવ, આચાર વ્યવહાર બધાયે એટલા વિલાયતી થઈ ગયા છે કે કેળવાએલા બંગાળીઓ સાથે બંગાળ દેશનો જરાએ સંપર્ક નથી. આ કેળવણીના પ્રતાપે વાસ્તવિક સ્થિતિનું જ્ઞાન મેળવવા તેની પાસે જઇ તેમને મળી ભેટી શકતા નથી. માત્ર ઉપરથીજ જોઇએ છીએ. અને કેટલાએ અંગ્રેજી શબ્દોનો ઉપયોગ કરીએ છીએ. આપણે મનુષ્ય નથી બન્યા, માત્ર ચાલાક બન્યા છીએ. વિચાર કરવાથી માલમ પડશે કે જેને અંગ્રેજી કેળવણી નથી મળી જેની તરફ તમે અભણ કહી ધૃણાની નજરે નિહાળો છો, તેમનામાં દયાભાવ છે. ધર્મ છે. ને મનુષ્યના દુઃખને સમજે છે, પરોણાગત કરે છે દેવતા-

ઓની ભક્તિપૂજા કરે છે. હું માનુ છું કે આપણી આ નવજાગૃત જાતિને વાસ્તવિક જ્ઞાન તરફ દોરવી પડશે. ઉચ્ચ કેળવણી પોતાની ભાષામાંજ આપવી પડશે. સ્વભાષા શીખી તે જાતિય જીવનની સાથે સંબંધ રાખવા માટે સરળતા અને સત્ય તરફ નજર રાખવી પડશે."

આપણા જાતિય વિકાસની શત્રુરૂપ જે કેળવણી છે તેણે ઘણા વિષયોથી આપણને અજાણ્યા આંધળા રાખ્યા છે. આપણામાં જે પૈસાનું ગુમાન છે તે પણ આજ કેળવણીનું પરિણામ છે. જે અભિમાને આપણને આટલા બધા અંધ બનાવ્યા છે તેને છોડીને હવે આપણે દેશકાર્ય સાધવા માગીએ છીએ, આપણા દેશમાં જે સાધારણ અશિક્ષિત લોક છે તે પણ સમાજના અભિમાની છે. તે ગામડાના લોક સાથે કેમ મળે ? તેઓ પણ જુદા કામ કરવા માગે છે અત્યારે આપણી સમક્ષ જે વિસ્તૃત કાર્યક્ષેત્ર પડયું છે તેમાં ભણેલા અને અભણના ભેદભાવ ભુલી જઇ ભેગા મળી કામ કરવાનું છે. જે દેશકાર્ય છે, તેમાં હિંદુ મુસલમાને ભેદભાવ ભૂલીને કામ કરવાનું છે. બ્રાહ્મણ, વૈશ્ય, કાયસ્થ વગેરે કેળવાએલા વર્ગ જો ખેડુતો, ચંડાળો વગેરે અભણ કોમો સાથે મળતી નહિ થઇ શકે, તો કાર્યમાં સફળતા મળવી અસંભવિત છે. દેશબંધુએ પોતાના ભાષણમાં તે વિષે હૃદયગ્રાહી અને ઓજસ્વી ભાષામાં કહ્યું છે કેઃ—

"વર્તમાન બંગાળાના ચાર કરોડ સાઠ લાખમાં જે ચાર કરોડ છે, જે દેશનું અસલ તત્વ છે, જે પ્રચંડ મધ્યાન્હમાં જમીન ખોદીને અમારે માટે તૈયાર કરે છે, જેમણે ઘોર દરિદ્રતાથી મૃતપ્રાયઃ થઇને પણ બંગાળાની સભ્યતા અને સાધનાને જીવિત રાખ્યા છે,

જેણે સર્વ પ્રકારની સેવા કરવામાં તત્પર રહીને આજે પણ બંગાળીઓના ધર્મને સાચવ્યો છે, જે આજે શુદ્ધ ચિત્ત અને સરળ હૃદયથી બંગાળાના મંદિરોમાં પૂજા કરે છે, મસ્જીદોમાં પ્રાર્થના કરે છે, જેને લીધે બંગાળી આજે પણ બંગાળી છે, જેણે બંગાળાના જળ સાથે મિશ્રિત થઇને બંગાળી જાતિના જાતિત્વને જ્ઞાન અથવા અજ્ઞાનથી યજ્ઞના અગ્નિની પેઠે પ્રજ્વલિત રાખ્યું છે, જે આપણા વિલાયતી કેળવણીના મોહ, અદાલતોના પ્રભાવ. જમીનદારના ન્યાય કે અન્યાયથી આગળ જવાને સેંકડો પ્રલોભનો અને સેંકડો અત્યાચારોથી નષ્ટ નથી થયા, જે ખરૂં જોતાં બંગાળા પ્રદેશના એકાધાર રક્તમાંસના પ્રાણ છે તે મોટા છે કે આપણે ? સાવધાન ! ઉઠો ! જાગો ! મિથ્યાભિમાનને દૂર કરો. જે બંગાળી ખેડુતો આખો દિવસ ખેતરોમાં પોતાનું અને આપણું કામ કરીને સાંજે ધાર્મિક ભાવથી ગીત ગાઇને બંગાળી ઝુંપડીઓમાં પાછા ફરે છે, તે ભલે મુસલમાન હો, ભલે તે શુદ્ર હો, ભલે તે ચંડાળ હો તેમાંથી દરેક જણ નારાયણ છે બોલાવો, બોલાવો, સૌને બોલાવો ! હૃદયના આમંત્રણથી કોણ નથી આવતું ?"

પરંતુ દેશ સેવા કરવા માટે અગ્રેસર થતાં પહેલાં પોતાના ગામડાંઓની સ્વાસ્થ્યહિન દશાનું ભાન થાય છે. ગામડાઓ સમસ્ત બંગાળીઓની સભ્યતા સાધનનું કેંદ્ર છે, જો તે કેંદ્રજ રોગથી પીડાતું અને દૂષિત રહી પોતાની સંજીવની શક્તિ ગુમાવી દે, તો આખી પ્રજા કેવી નિસ્તેજ બની જાય. આ કારણથીજ ગામડાઓની વસ્તી ઘટવા માંડી છે. એક બાજુ યમદેવની નિરંતર કૃપા અને બીજી બાજુ વિલાયતી વેપાર વાણિજ્યનો લોભ અને મોહ, મોહ

અજગરની પેઠે શહેર ગામડાના રહેનારાઓને ખેંચીને પોતાના પેટમાં પધરાવી રહ્યા છે. તેથી દેશના હવાપાણી સુધારવાની આપણી પહેલી ફરજ છે; આ અનારોગ્ય સાથે દરિદ્રતાને ગાઢ સંબંધ છે. શરીર દુબળું પડતાં વ્યાધિઓનું ઘર થઇ પડે છે તેથી એક હાથે આરોગ્યતાનું રક્ષણ કરવું પડશે; અને બીજે હાથે દરિદ્રતાને હઠાવવી પડશે. તે માટે ખેડુતોને આ વિષયનું જ્ઞાન આપવું પડશે, પાણીનું દુઃખ દૂર કરવું પડશે, નવા તળાવો ખોદાવવા પડશે, જુનાં સમારાવવાં પડશે, વનજંગલ સાફ કરવા પડશે, અને ખેડુત જેથી સુંદર અને શુદ્ધ જીવન ગાળી શકે તેવા ઉપાયો યોજવા પડશે. પૈસાની સુગમતા કરી દેશના રાક્ષસી પ્રકૃતિના વ્યાજખાઉઓથી ખેડુતોને ઉગારવા પડશે, અને નજીવા વ્યાજે રકમ ધીરવા માટે તેમની સાથે મળીને નાનીશી બેંક ખોલવી પડશે. આ ઉદ્દેશ પાર પાડવા માટે એક યોજના ઘડવી પડશે; કારણકે આપણું સરળ જીવન બહુ જટિલ થઇ ગયું છે. તેથી નિયમો અને યોજનાની આવશ્યકતા છે. દેશબંધુએ પોતાના ભાષણમાં એક યોજના બતાવી છે:—

"જનસંખ્યા અને કામની સગવડ માટે કેટલાક ગામોની એક સમાજ બનાવવી પડશે. એ બધા ગામના સોળ વર્ષની વયના યુવકથી માંડીને વર્ણ, ભેદભાવ વગર બધાએ એકઠા મળવું પડશે. તે બધા મળીને પાંચ જણની નીમણૂક કરશે. આ પંચની ઉપર એ બધા ગામના શુભાશુભનો ભાર રહેશે. તેમણે ગામના ઘાટ અને રસ્તાની વ્યવસ્થા રાખવી પડશે. ગામના આરોગ્યનું રક્ષણ કરવા ઉપાયો શોધી કાઢી તે પ્રમાણે પગલાં લેશે. રાત્રિશાળા ખોલીને કેળવણી વધારવાનો પ્રયાસ કરવો પડશે. ખેડુતોને ખેતી સંબંધી

જે જ્ઞાન આપવાની જરૂર હશે તે અપાશે. નવા તળાવો ખોદાવવાનું અને જુના સમરાવવાનું કામ કરશે. બધા ગામ જેથી સાફસુફ અને સુઘડ રહે તેની વ્યવસ્થા કરશે, આખું વર્ષ મહેનત કરીને પોતાની જરૂરીઆતીની ચીજો મેળવી શકે તેમજ શિલ્પ વ્યવસાયનો પણ લાભ લે તે માટે તેનું પણ જ્ઞાન આપવામાં આવશે. આ સમાજ તરફથી દરેક ગામમાં એક ધાન્યભંડાર રહેશે. દરેક ખેડુત તેમાં પોતાની ફસલનો અમુક ભાગ આપશે. તેને સુરક્ષિત રાખવાની વ્યવસ્થા પણ તે સમાજ કરશે. જ્યારે દુકાળ પડશે ત્યારે આ સમાજ ખેડુતોને ઉધાર અનાજ આપશે. જ્યારે બીજી ફસલ થાય, ત્યારે ખેડુત પાછા તે ભરી દેશે.

આ બધા ગામડાઓના કલહ કંકાસ તેમજ નાના નાના દિવાની તેમજ ફોજદારી મુકદ્દમાઓનો નિકાલ પણ આ પંચ કરશે અને મોટા મુકદ્દમાઓના સંબંધમાં તે સબડિવિઝનમાં કે જીલ્લાની કોર્ટમાં મોકલશે. દરેક મુકદ્દમાઓની વધુ તપાસ અદાલતોમાં થઇ શકશે.

આ પ્રમાણે દરેક જીલ્લાની વસ્તીને અનુસરી ૨૦ થી ૨૫ સમાજ થશે. દરેક ગામ સમાજના પાંચ આદમીઓ ઉપરાંત વસ્તી પ્રમાણે પાંચ કે તેથી વધુ સભાસદો ચુંટી કાઢી શકાશે. તેની એક જીલ્લા સમાજ બનશે દરેક ગ્રામ્ય સમાજ આ જીલ્લા સમાજને અનુસરી તેના નિયમ પ્રમાણે કામ કરશે. આ જીલ્લા સમાજ

(૧) તે જીલ્લામાંની બધી ગ્રામ્ય સમાજોના કામ ઉપર દેખરેખ રાખશે.

(૨) બધી ગ્રામ્ય સમાજની કેળવણી સંબંધી પગલાં લેશે, અને જીલ્લાની જે રાજધાની હશે, તેની કેળવણી આદિની વ્યવસ્થા કરશે.

(૩) ખેતીવાડી અને શિલ્પની જેનાથી ઉન્નતિ અને પ્રચાર થઇ શકે, તેવા ઉપાય શોધી કાર્યના રૂપમાં મુકશે.

(૪) બધી ગ્રામ્ય સમાજોની હાથ નીચેના ગામોના આરોગ્યની તપાસ રાખશે અને તેમને સારે રસ્તે ચઢાવશે. તે ઉપરાંત જીલ્લામાં જે શહેર હશે તેની આરોગ્યતાનો ભાર પણ આ સમાજ ઉપર રહેશે.

(૫) જીલ્લામાં જે વેપાર વાણિજ્ય ચાલી શકે તેમ હોય, તે નક્કી કરીને તેમજ કેટલાક માણસોની નીમણુક કરીને નાના નાના ઉદ્યોગો ચલાવશે.

(૬) આ જીલ્લા સમાજ એક પ્રમુખની ચુંટણી કરશે. દરેક વિષયને તેમાં જુદી જુદી સભાઓ કરવામાં આવશે, પણ તે બધી આ સમાજને આધીન રહેશે.

(૭) જીલ્લાની ખેતીવાડી, ગૃહશિલ્પ તેમજ અન્યાન્ય વેપાર વાણિજ્યને માટે પૈસાને માટે એક બેંક ખોલવામાં આવશે. આ બેંકની એકએક શાખા દરેક ગામમાં રહેશે. ખેડુતો, શાહુકારો પાસેથી આજે નાણાં ન લેતાં બેંક પાસેથી લેશે અને બહુજ ઓછા વ્યાજે રૂપીઆ મળી શકે તેવી વ્યવસ્થા કરવી પડશે. આ બેંકની વ્યવસ્થાનો આધાર બધા લોકોના સંચય ઉપર રહેશે.

(૮) જીલ્લા અને ગ્રામ્ય સમાજમાં સરકારનો એક પણ અમલદાર નહિ રહેશે.

(૯) જીલ્લા સમાજ અને ગ્રામ્ય સમાજના બધા કામ કરવા માટે ટેક્ષ નાખીને જોઇતા રૂપીઆ એકઠા કરવાનો અધિકાર જીલ્લા સમાજના હાથમાં રહેશે.

(૧૦ ગ્રામ્ય સમાજ અને જીલ્લા સમાજની સમસ્ત કાર્ય-પ્રણાલિ નક્કી કરવા માટે ઉત્તમ પ્રકારની કરવા માટે આવશ્યક નિયમો રચવા પડશે. ”

આ ઉપર જણાવેલો પ્રણાલિ જેનો દેશબંધુએ ઉલ્લેખ કર્યો છે તે સંપૂર્ણ સમાજ સત્તાવાદના પડઘા રૂપ છે. જે ગ્રામ્ય સમાજના સંબંધમાં તેમણે કહ્યું છે તે અત્યંત પ્રાચીન કાળથી તે દશામાં છે. ચુંટણીઓ અવ્યક્ત હતી તે સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. પહેલાંની આપણી જીંદગી બહુ સરળ અને ઉત્તમ હતી. પંચની પ્રથા એની મેળેજ ચાલુ થઇ હતી. તેમાં પણ પાંચ પંચ હતા. ગામડાના લોકોનો પ્રેમ એનાં તરફ વગર કહ્યે કરવે જણાઇ આવતો હતો. એજ પાંચ માણસો, પંચાયતનો અધિકાર સ્વભાવ, ગુણ અને સરળતાથી આકર્ષી લેતા હતા. અને લોક પણ સમાન સ્વભાવ ગુણ અને સરળતાથી માનતા હતા. આ પંચ જમીનદારને વિનંતી કરીને તળાવો ખોદાવતી તેમજ સમરાવતી. કેળવણીનો પ્રચાર કરતી હતી તેમજ આરોગ્યતા વિષે પણ બધાને પ્રેમપૂર્વક બોલાવી - સારી રીતે સમજાવી કરીને કામ કરતી હતી. ગામના કોઇ પ્રયત્ન, કોઇ પણ કામ તેની સંમતિ અને સહાય વિના થતાં નહિ. આ અવ્યક્ત ચુંટણી તે હવે કરવાની છે. પહેલાં કરતાં જીવનનું કોકડું ગુંચવાયું છે. હવે જીલ્લા સાથે સહજ સંબંધ બંધાયો છે. અંગ્રેજ સરકારના તાબામાં હોવાથી ઘણા લોક જુદા જુદા કામો પર જીલ્લાના શહેરોમાં ચાલ્યા

ગયા છે. તેથી જ્યારે પ્રાચીન કાળમાં ગ્રામ્ય સમાજ જ કેન્દ્ર હતું !! હવે જીલ્લાની રાજ્યધાની બન્યું છે. તેથી આખા જીલ્લાને એક મોટું ગામ ગણીને બધાને તેની સાથે જોડી દેવું જરૂરી છે. આ સવાલ છે કે એટલો અધિકાર આપણા હાથમાં આવશે કે નહિ ? એંગ્લો ઇંડિયન પત્રકારો ભયભીત બનીને પોકારો પાડે છે કે નહિ ! નહિ ! નહિ ! જે દેશમાં "એનારકિસ્ટો" ક્રાન્તિવાદીઓના અત્યાચારનો આટલો બધો પ્રભાવ છે તે દેશના સાધારણ લોકના હાથમાં આટલો અધિકાર મૂકવો એ ડહાપણ નહિ કહેવાય. પણ ખરૂં જોતાં આ પ્રમાણે કામ કરવાનો અધિકાર અને ક્ષેત્ર મળવાથી રાજદ્રોહના જે આરોપ લગાડવામાં આવે છે તે ઓછા થશે. તે સંબંધમાં ચિત્તરંજને પોતાના ભાષણમાં કહ્યું છે કે:—

"સ્વદેશીની ચળવળ પછી આપણા દેશના યુવકોના મન અને હૃદયમાં દેશને માટે કામ કરવાની એક પ્રબળ આકાંક્ષા જાગૃત થઇ છે, અર્ધોદય યોગના વખતે કલકત્તા શહેર તેમજ બાજુના ગામડાએ જે કામ કરી બતાવી કાર્ય કુશળતાનો પરિચય કરાવ્યો છે તેનો રાજ કર્મચારીઓ પણ સ્વીકાર કરે છે. દામોદર નદીની રેલને લીધે જ્યારે ઘણા ગામ અને શહેર પાણીથી રેલમછેલ થઇ ગયા હતા, ત્યારે દેશના નવયુવકોએ ભેગા મળીને રેલથી દુઃખમાં આવી પડેલા નિરાધાર ગામડીઆઓની જે સેવા કરી તે ઉપરથી તેમની દેશસેવા કરવાની શક્તિ અને આકાંક્ષાનો પરિચય નથી મળતો ? આ શક્તિનો ઉપયોગ કરવાની તક ન મળવાથી નિરાશ થવાથી જે વેદના જાગૃત થાય છે અને તેનુંજ પરિણામ આ રાજદ્રોહ છે."

આ અપરાધનું મૂળ કારણ દૂર કરવા માટે દેશના નવ યુવકોને કામે લગાડવા પડશે. અંગ્રેજોએ આપણા ઉપર બહુ ઉપકાર કર્યા છે

તેથી ચિરકાળ સુધી કૃતજ્ઞતાના બંધનમાં પડી રહેવું ઉચિત છે? અંગ્રેજ સરકારે આવીને એક વિપરિત સભ્યતા અને સાધનના આદર્શને આપણી નજર આગળ ખડો કરી દીધો છે અને તેજ આપણા જીવનને નવી જાતનું રચવામાં સહાયક થયો છે. તે તો બધાએ મુક્ત કંઠે સ્વીકારશે. શું આમ કહેવું એજ આપણું અંગ્રેજો પ્રત્યેનું કર્તવ્ય છે? શું અંગ્રેજો ઉપર આપણે કંઇ ઉપકાર નથી કર્યા? આપણી ઉન્નતિ કરવાનો અધિકાર આપવો એ શું અંગ્રેજોનો ધર્મ નથી? આ સંબંધમાં ચિત્તરંજને કહ્યું છે કેઃ—

" આપણામાં જે કૃતજ્ઞતા છે તે લાંબા વખતથી છે પણ તેની પણ એક બીજી દ્રષ્ટિ છે તે અંગ્રેજોએ ભૂલી ન જવું જોઇએ. આ દેશમાં આવી રાજ્ય વિસ્તાર કરવાથી શું તેમને કંઇ લાભ નથી થયો? આ દેશમાં રાજ્ય વિસ્તાર સાથે અંગ્રેજોની હજારગણી ઉન્નતિ નથી થઇ? સમસ્ત માનવ સમાજમાં આજે અંગ્રેજોનું જે સર્વોત્તમ સ્થાન છે તેમાં શું હિંદીઓનો કંઇજ હાથ નથી? શું આપણેજ કૃતજ્ઞ હોવું જોઇએ અને અંગ્રેજોએ કૃતજ્ઞતા બનાવવાની કંઇ જરૂર નથી? પૂર્વ અને પશ્ચિમનું મિલન છે, તેમાં બંનેએ કૃતજ્ઞ બનવું જરૂરી છે. અમે લાંબા વખતથી કૃતજ્ઞતા બતાવતા આવ્યા છીએ અને હજારો જાતની સેવા કરી તેનું પ્રમાણ પણ આપ્યું છે. તમારી જે કૃતજ્ઞતા છે તેનું પ્રમાણ આજે અમે માગી છીએ. હવે મોઢાની વાતોથી અમે વધારે ભુલાવામાં પડીએ તેમ નથી. અમારામાં અમારા હાથે પોતાનું કામ કરવાની જે ન્યાયપુરઃસર આકાંક્ષા છે તેને જો પુરી નહિ પાડવામાં આવે, જો તમે એ સામાન્ય અધિકાર નહિ આપો તો તમારી કૃતજ્ઞતાનો કંઇ અર્થજ નથી."

વર્તમાન દશાનો વિચાર કરતાં પહેલાં ખેડુતોના હાલ ઉપર ધ્યાન જાય છે ત્યાર પછી આપણી દરિદ્રતાનું ભાન થાય છે. આપણે બધાએ જાણીએ છીએ કે વેપાર વાણિજ્યના અભાવે ખેતીવાડી એજ આપણી ઉપજીવિકાનો આધાર માત્ર છે. આપણે બધા જાણીએ છીએ કે બંગાળી પ્રજા જેવી કંગાલ પ્રજા આખી દુનીઆમાં નથી. બંગાળાના ખેડુતોની દશાનું જે હ્રદય વિદારક દ્રશ્ય ચિત્તરંજને આપણી નજર સમક્ષ ખડું કર્યું છે તેથી જીવિત રહેવાનો સંશય ઉત્પન્ન કરી આપણને ચિંતાતુર બનાવી મૂકયા છે. દેશના દરેક ખેડુતની વાર્ષિક આવક ૧૬ થી ૨૦ રૂપીઆ છે, વીસ હો કે ત્રીસ પણ તેથી કોઈ પણ ખેડુત પોતાની આવશ્યકતા પુરી નહિજ કરી શકે, સરકારી જેલમાં પણ દર કેદી પાછળ ૪૮ રૂપીઆ ખર્ચ આવે છે. આ શું આપણી ઘોર દરિદ્રતા સ્પષ્ટ રીતે નથી બતાવતું ? બંગાળામાં એવું એક ગામ નથી જેમાં સેંકડે પોણુસો ટકા દેવાવાળા નહિ હોય! એવા ઘણાએ ગામ છે જ્યાં સેંકડે સો ટકા દેવાથી પીડાતા છે. જ્યાં સુધી માણસ સારી રીતે જીવી નથી શકતા, ત્યાં સુધી મનુષ્યત્વનો વિકાસ થવો અસંભવિત છે. તેથી ઘોર દરિદ્રતા દૂર કરવી જરૂરી છે. ચિત્તરંજનના મત પ્રમાણે આપણું પ્રથમ અને મુખ્ય કર્તવ્ય ગામડાઓની તેમજ દેશની આરોગ્યતા સાચવવી તે છે. કારણ કે અનારોગ્યતા સાથે દરિદ્રતાને ગાઢ સંબંધ છે આપણે એક હાથે દેશની આરોગ્યતા સાચવવી પડશે અને બીજે હાથે જે આપણી દરિદ્રતા છે. તેનો નાશ કરવો પડશે. આરોગ્યતા વધારવા ખેડુતોને તે સંબંધી જ્ઞાન આપવું પડશે, પાણીના દુઃખ દૂર કરવા પડશે, વન જંગલ સાફ કરવા પડશે અને પૈસાની સગવડને માટે ખેડુતોને કમતી વ્યાજે રૂપીઆ આપવા નાની નાની બેંકો સ્થાપવી પડશે.

આ ઘોર ગરીબાઇનો અંત શી રીતે આવશે ? માત્ર ખેતીવાડી કરીને જીંદગી નીભાવવી મુશ્કેલ છે. આપણી આ દશાનું શું કારણ છે ? જવાબમાં ચિત્તરંજન કહે છે કે વેપાર વાણિજ્ય નથી તેથી. લક્ષ્મીમાતા હિંદ છોડીને ચાલ્યા ગયા છે. આપણા જેવા અભાગી હિંદીઓએ વણિકની વેદી ઉપર આપણા વાણિજ્ય શિલ્પ અને વ્યવસ્થાનું બળિદાન કરી દીધું છે. આપણા ઘરમાં રેંટીઆ નથી. આપણા હાથ પગ જાતે કાપ્યા છે, ઘરની લક્ષ્મીનું ગળું દબાવી ખુન કર્યું છે. આપણા દેશમાં અન્ન હતું. ઘરમાં ગાય દુધ દેતી હતી. જળાશયોમાંથી માછલી મળતી હતી. ઘાસ ચારોના બીડ હતા, ગોચર હતા, વૃક્ષોમાં ફળ હતા, સુંદર ઘર હતા, નીલ વર્ણું આકાશ, હરિઆળા ઝાડ અને ખેતરો તરફ જોતાં આંખ ઠરતી હતી. આખો દિવસ કામ કરીને ધાર્મિકભાવથી ગીત ગાતા દીવા વખતે મીઠાસુરથી ગીતા ગાતા ઘરમાં જતા હતા. તળાવોનું પાણી મીઠું હતું. ખેડુતો વર્ષના છ મહિના પેટને માટે કામ કરતા હતા અને બાકીના છ મહિના ગૃહ શિલ્પથી સ્વભાવ ધર્મ અનુસાર લાંબા વખતની ટેવથી જાત જાતની વેચવાની ચીજો તૈયાર કરતા હતા. તે ખેડુતો હવે નથી રહ્યા. તે ગૃહ ઉદ્યોગો હવે નથી. અને હવે તે ગૃહાસ્થાશ્રમ ધર્મ પણ નથી. ઘરમાં ચોખા નથી. ગાય દુધ નથી દેતી. સાંજે ઘરમાં દીવા નથી સળગતો. દેવતા અને ઉપવાસીની સેવા નથી થતી. પેટને માટે વીઆએલી ગાય વેચીને ખેડુત પોતાનું પુરૂં કરે છે, તળાવો સુકાવાથી પાણીના દુઃખે પીડાઇ બુમો પાડે છે સ્વચ્છ પાણીના અભાવે જાત જાતના રોગો ઉત્પન્ન થઇ તેમની સ્વાભાવિક સ્ફૂર્તિ નષ્ટ થઇ છે. તેમનું જે સહજ સરળ અને સ્વાભાવિક જીવન હતું, તે ક્લેશમય બની ગયું છે તેથી તેના ઉપાય દેશબંધુએ પોતાના ભાષણમાં બતાવ્યા છે.

"માત્ર ખેતી કરવાથી જીંદગી નીભાવવી મુશ્કેલ છે. વેપારવાણિજ્યના ઉપાય ઉપર આધાર રાખવો પડશે. પરંતુ એ ઉપાય વિલાયતની પેઠે યંત્ર કારખાનાઓ કાઢવાએ નથી. આપણા જાતિય ઇતિહાસમાં વેપાર વાણિજ્યના પણ નિયમ છે. આપણા દેશમાં લાંબા વખતથી ખેડુત પોતાની ખેતી કાર્ય કરવા ઉપરાંત જરૂરની ચીજો અને પહેરવાના કપડાં જાતે તૈયાર કરી લેતો હતો. લજ્જા નિવારણ માટે મેન્ચેસ્ટર સામુ જોવાની જરૂર ન હતી. તે ઉપરાંત ખેડુતોના ઘરમાં ગૃહઉદ્યોગ ચાલતા. તે દ્વારા વેચવાની ચીજો બનતી અને ખેતી વડે યથેષ્ટ ધન મેળવતા હતા. ગૃહ ઉદ્યોગથી જે ચીજો થતી હતી તે બંધ પડી છે. પહેલા બંગાળામાં ઢાકા, ટેંગેલ, શ્રીરામપુર, ફરાસડાંગા, સિમલા, શાંતિપુર વગેરે ઘણે ઠેકાણે કાપડ તૈયાર થતું હતું, અત્યારે પણ થાય છે પણ તે નષ્ટ પ્રાયઃજ છે. જે ભાવનાથી આપણે પહેલાં કપડાં અને સુતર તૈયાર કરતા હતા. તેમ શું રેંટીઆ વડે સુતર કાંતીને કપડાં તૈયાર કરવાની વ્યવસ્થા નથી કરી શકતા? કાંસા પિતળના વાસણ જે મુર્શિદાબાદ, ખાંગડા, ઢાકા, અને કલકત્તાના કાંસારીપાડામાં તૈયાર થતા હતા. તેનો પણ અંત આવી ગયો છે. તેની જગા વિલાયતી એલ્યુમેનિયમ વાસણો અને જાત જાતના ફુલથી ચિત્રેલા રંગીન કાચના વાસણે લીધી છે. તેજ પ્રમાણે આપણા દેશમાં કાગળનો ઉદ્યોગ હતો. સોના ચાંદીના અનેક જાતના આભૂષણો તૈયાર કરાવતા હતા. શંખની શિલ્પકળા, ઢાકાની એક વારની ગૌરવવાળી મલમલ વગેરે હતા તેનો પુનરૂદ્ધાર કરવો પડશે."

પરંતુ આપણા દેશની પ્રાચીન કળાઓનો શી રીતે ઉદ્ધાર થશે? કારણ કે યંત્ર કારખાનાની ઉપર જે વાણિજ્ય વેપાર છે તેની

સામે કામ કરવાથી આપણો દેશ બચી શકે. તેથી આપણે વિલાસીપણું પહેલું છોડવું જોઇએ. કારણ કે વિલાસનો આ મોહ જાત જાતના વ્યાધિ અને અનારોગ્યતા સાથે માત્ર મહેલોમાંજ ધુસ્યો નથી, પણ ખેડુતોની ઝુંપડી સુધી પહોંચી ગયો છે તેનો જીર્ણ વસ્ત્રની પેઠે ત્યાગ કરવો પડશે. આ સંબંધમાં દેશબંધુએ કહ્યું છે કે—

"જાડા કપડા જે આપણા અંગને વ્યથા પહોંચાડે છે તે આપણે અકાતર ભાવથી આપણા અને દેશના કલ્યાણને ખાતર સહન કરવી જોઇએ. વિલાસીપણાને છોડવા માટે જે સંયમની જરૂર છે, તે સંયમ સાધવો પડશે અને આપણે ધ્યાનમાં રાખવું જાઇએ કે જેનો ગૃહસ્થોના ઘરમાં આરંભ થાય છે તેનો પ્રચાર બહુજ થોડા વખતમાં ખેડુતોના ઘરમાં થાય છે. આ સંયમ આપણા પ્રત્યેકનું હૃદય પ્રકાશિત કરીને સમસ્ત સમાજમાં ઐક્યનું સૂત્ર એકત્રિત કરશે. એ સંયમથી મનુષ્ય જીવતો રહેશે સમાજ પણ જીવતી રહેશે અને વિલાસીપણું છોડવાથી આપણા બીન જરૂરી વેચાણની ચીજોથી જશું."

ખરી રીત જોતાં આપણા દેશની ખેતીવાડીના વિકાસ અને વેપાર વાણિજ્યના પુનરૂદ્ધારનો ઉપાય છે.

આ સામ્યવાદની સાથે દેશબંધુના જીવનમાં અસાધારણ પરોપકાર અને સ્વદેશ પ્રેમ ઉત્પન્ન થયો, તેમના જીવનના બારીક અવલોકનકારોને જણાય છે કે તે તેમને માટે અસ્વાભાવિક ન હતું, પણ જીવનનું કુદરતી વલણ હતું. આ સ્વદેશપ્રેમથી તેમના ધંધામાં ઘણીવાર ખોટ આવી, પરંતુ તેમના કોમળ હૈયામાં તે વિના બીજાને સ્થાન હતુંજ નહિ. જે વખતે મધ્ય પ્રાંતની હોમરૂલ લીગના મંત્રી વૈદ્ય મહાશયને વગર ગુન્હે દોઢ વર્ષની કેદની સજા થઇ, ત્યારે દેશબંધુએ નાગપુર જઇને તેમની કેસ ચલાવવાનું માથે લીધું અને પ્રો-

તાના અદ્દભુત જ્ઞાનથી જજજને મુગ્ધ કરીને સજાનો હુકમ કેવો અન્યાયી હતો તે જણાવી દીધું. આ પ્રમાણે નિઃસ્વાર્થ વૃત્તિથી કામ કરવાથી વૈદ્ય મહાશયને છોડાવવાથી મધ્ય પ્રાંતમાં દેશબંધુનું નામ સુવિખ્યાત થઇ ગયું, મુકદમો પુરો કરી કેટલાક ભાષણો આપી સાધારણ જનસમાજને સ્વાયત્તશાસન અને સ્વરાજ્ય સાધના સમજાવવાનો પ્રયત્ન કર્યો. મધ્ય પ્રદેશવાસીઓએ પોતાની કૃતજ્ઞતા જાહેર કરવા એક વીંટી તેમને બક્ષીસ આવી. મુકદમામાં તેમને કંઇ મળવાનું ન હતું તે. છતાં તેમની દાનશીલતા વધારે હતી. ત્યાં પણ તેમણે સ્વરાજ્ય સભા ( હોમરૂલ લીગ ) ને પુષ્કળ પૈસા આપ્યા.

આ મુકદ્દમા પછી ચિત્તરંજન ડૉકટર મહેતા વગેરે અપરાધી, દેશનેતાઓનો બચાવ કરવા રંગુન ગયા. ત્યાં તેમણે ઇંડીઆ ડિફેન્સ એકટની અનાવશ્યકતા સંબંધી જે ભાષણ આપ્યું તે સાંભળી ન્યાયાધીશ પણ મુગ્ધ થઇ ગયા. અને ડૉકટર મહેતાદિ દેશનેતાઓ છુટી ગયા.

ત્યારપછી કુતબદિયા રાજદ્રોહના અપરાધી યુવકોને બચાવવા દેશબંધુ ચટગાંવ ગયા. આ યુવકોને કુતબદિયામાં સાપવાળા ઘરમાં પૂર્યા હતા તેમાંથી જીવ બચાવવા નાસી છૂટયા એ તેમનો અપરાધ હતો.

આ બધા મુકદમાઓ ચિત્તરંજને પૈસા લીધા વગર બહુ કાળજીપૂર્વક ચલાવ્યા જે મુકદમો હાથમાં લીધો તેને પાર પાડવા બધા પ્રયત્નો કરવામાં તેમણે કદીએ કમી રાખી નથી. મુકદ્દમાના કાગળો લઇ કલાકના કલાક સુધી વિચાર કરતા તેઓ બેસી રહ્યા હોય એવા ઘણા દિવસો વીત્યા છે તે વખતે એવા તન્મય બની જતા હતા કે બાહ્ય જગતનું તેમને ભાનજ રહેતું નહિ. આવા વખતે પાંચ

મિનિટ સુધી ઉભા રહી બૂમ પાડી જનારને જવાબ મળી શકતોજ નહિ. ધ્યાનમાં બેઠેલા યોગી જેવી તેમની દશા હતી.

ચિત્તરંજન કવિ તરીકે જુઓ રાજ નૈતિક પુરૂષ તરીકે જુઓ કે તેમનું સામાજીક જીવન જુઓ પણ તેમનું જીવન ભાવનામય છે. તેમના જીવનતંત્રમાં જે વખતે જે ભાવના તારનો સ્પર્શ થાય છે ત્યારે તેનો ઝણકાર ઉઠે છે. શ્રીમતી એનીબિસેંટને જે વખતે નજર કેદ કરવામાં આવ્યા, ત્યારે તેમના હૃદય તંત્રની માનવ પ્રીતિના તાર ને સ્પર્શ થયો અને જે સુર નીકળ્યો તે તેમના રાજનૈતિક આંદોલનનો પ્રથમ સુર છે. ખરૂં જોતાં એ ક્ષેત્રમાં પ્રવેશ તેમણે તેથીજ કર્યો. ૨૫ મી જુલાઇ ૧૯૧૭ ને દિવસે તેમણે કહ્યું છે કે,

"વિલાયતના મુખ્ય પ્રધાન સાહેબે કહ્યું છે કે માત્ર અર્થ નીતિથી નહિ, પણ રાજનૈતિક દૃષ્ટિએ પણ હિંદનું ફરીથી સંગઠન થવું જરૂરનું છે. સમગ્ર બ્રિટિશ સામ્રાજ્ય વ્યક્તિગત સ્વાધીનતા નથી. તેનું પ્રત્યેક અંગ સ્વાયત્ત શાસન ઉપર રચાશે અને રંગ વર્ણ જાતિભેદ ધર્મભાષા વગેરેમાં ભેદભાવ હોવા છતાં સમસ્ત રાજ્યખંડ એક વિશાળ પ્રજાતંત્ર સામ્રાજ્ય બનશે. આ પ્રતિજ્ઞા જે આશાની વાણી હતી તે આ નજરકેદથી ખોટી પડે છે. તે આશા આપે કે ન આપે હું આ સામે સખત વિરોધ જાહેર કરૂં છું. કારણ આવી જાતની આજ્ઞા કરવી એ માણસના ન્યાય વિચાર ઉપર તેમજ માણસ ઉપર ભીષણ અત્યાચાર છે × × × × અમે માનીએ છીએ કે ભગવાન એકજવાર ક્રોસ ઉપર લટક્યા નથી પણ અત્યાચારી અને પીડનારા લોક મનુષ્યત્વને હમેશાં ક્રોસ પર લટકાવ્યા કરે છે. અને મનુષ્યત્વ ઉપરનો આ પ્રત્યેક અત્યાચાર ભગવાનના પવિત્ર દેહમાં એક ખીલો

ખીલો વધારે ઘુસાડી રહ્યો છે. એંગ્લો ઈંડીઅનો કહે છે કે "તમે અધીરા ન થાઓ. હજી ઘણો વખત છે." પૃથ્વીભરમાં હિંદી જેવી સહનશીલ પ્રજા બીજી કોઇ નથી પરંતુ ધૈર્ય અને સહનશીલતાને પણ કંઇ હદ હોય છે. અને ખરેખર આપણે અધીરા થયા છીએ. જ્યારે અમારા ઉપર અધિકાર ચલાવનારાઓ કહે છે કંઇ અને કરે છે કંઇ ત્યારે અમે શામાટે એમ ન પૂછીએ કે "આવી આશાની વાતો શામાટે કરો છો ? × × × × દેશમાં જ્યારે શાંતિ નથી ત્યારે અમે શી રીતે શાંત રહીએ અને શાંતિની વાતો કરીએ ?"

૧૯૧૭ ની ૨૦ મી ઓગષ્ટે મોંટેગ્યુ સાહેબે જાહેર કર્યું કે હિંદીઓને વધારે રાજનૈતિક અધિકારો જલદીથી આપવામાં આવશે. ધીરે ધીરે એ અધિકારો વધારી સ્વાયત્ત શાસન આપવાનો અંગ્રેજ સરકારનો ઉદ્દેશ છે, એકબાજુથી આ ઘોષણાથી હિંદીઓ આશાથી ઉછળી રહ્યા, ત્યારે બીજી બાજુ ગૌરાંગ મહાપ્રભુઓ પોતાના સ્વાર્થ અને અધિકારની હાનિના ભયે હિંદ આ રાજનૈતિક સ્વતંત્રતા મેળવે તે સંબંધમાં સખત વિરોધ જાહેર કરવા લાગ્યાં આ વખતે દેશબંધુએ દેશમાં નવચેતના આણવા ઘણે ઠેકાણે ભાષણો આપ્યાં કલકત્તાની હિંદુ મુસલમાનોની તા. ૨ જી ઓક્ટોબરની એક સભામાં તેમણે કહ્યું—

આજે પુર્વ બંગાળાના એકેએક ઘેર ગંભીર વિષાદની છાયા છવાઇ છે. કારણ કે દરેક ઘરમાંથી એક અથવા તેથી વધારે કાર્ય-શીળ યુવકોને પોતાનો બચાવ કરવાની તક પણ ન આપતાં કેદની સજા ફરમાવવામાં આવી છે × × × × જ્યારે હિંદની સરકાર એમ કહી રહી છે કે ધીરે ધીરે સંપૂર્ણ અધિકાર આપવામાં આવશે અને

સામ્રાજ્યની સ્થિતિ અને રક્ષણને માટે રાજ્ય શાસનના અધિકાર આપવાનું પણ તેમનું કર્તવ્ય છે ત્યારે આખા દેશની ઇચ્છા વિરૂદ્ધ જનસમાજના મતને પગ તળે કચડી નાંખી યુવકોને નજરકેદ કરવા યુક્તિ પુરઃસર છે ? એંગ્લો ઇંડીઅનોના આંદોલન સંબંધમાં ચિત્તરંજને કહ્યું છે કે " જો ગોરી પ્રજા આ દેશમાં આવીને રહેવા માંગતી હોય, તો અમે તેમની સાથે મળીને દેશની ઉન્નતિના ઉપાય કરીશું, પણ જો માત્ર પૈસા કમાવા માટેજ આવીને રહેતા હોય, અને શી રીતે વધારે પૈસા પેદા કરાશે એમ જો તેમનું લક્ષ્ય હોય; તો તે હિંદના મિત્ર નથી. હિંદી કહેવડાવવાનો તેમને અધિકાર નથી. અને દેશને સ્વાયત્ત શાસન આપવામાં વાંધો કાઢવાનો અધિકાર નથી, જો તેમને અહીં રહેવામાં નુકસાન જણાતું હોય, તો ભલે દેશ છોડીને જાય, અને જો રહેવામાં લાભ સમજતા હોય, તો કોઇને વાંધો નથી."

એંગ્લો ઇંડીઅનોની એક સભામાં આર્ડન વુડ સાહેબે કહ્યું, " આ રીતે હિંદને રાજનૈતિક અધિકાર આપવાથી કદાચ એકવાર અંગ્રેજોને દેશ છોડીને જવાનો સમય આવશે, પણ ત્યારે ફરીથી એકવાર દેશની ઉપર વિજય મેળવવો પડશે." આ વિષે દેશબંધુએ કહ્યું છે કે, " વુડ સાહેબે ખરેખર ગંભીરતાથી આ વાત કહી છે કે કેમ તે સમજાતું નથી. હિંદમાં રહેવું જો તેમને હાનિદાયક લાગતું હોય, તો ભલે તેઓ જાય અને લાભ સમજતા હોય, તો રહે; પણ હિંદને ફરીથી જીતવાની જરૂર પડશે એવી હસવાની વાતો ન કરે × × × આર્ડન વુડ સાહેબ જેમ સમજ્યા છે તેમ હિંદ ઉપર કદી યુદ્ધમાં જીત નથી મેળવી, માત્ર પ્રીતિ અને સારૂં રાજ્ય સ્થાપવાની પ્રતિ-

ત્યાથીજ અંગ્રેજોને તે મળ્યું છે. હિંદ કદી હથિઆર બળથી જીતાયું નથી. અને ભગવાન કરે અને તેમ કરવામાં કોમ સમર્થ નહિં થાય.

પારસી અને મુસલમાનોની પેઠે જેમણે હિંદને પોતાની નિવાસભૂમિ કહી ગ્રહણ કરી છે, તેમને હિંદીઓએ સદા ભાઇની પેઠે ચાહ્યા છે. પરંતુ સોનાની ભારતને જે લુટવાની સામગ્રી સમજે છે તેમની સાથે ભારતવાસી કેવા હૃદયથી વર્તશે ! જો હિંદના રહેનારા અંગ્રેજો હિંદને પોતાની નિવાસભૂમિ કરી સંતોષ માનતા હોય, તો આપણે તેમની સાથે મળીને ભારત–સામ્રાજ્યની ઉન્નતિનો પ્રયાસ કરીશું. પરંતુ હિંદની લક્ષ્મીજ જો તેમના પ્રલોભનની ચીજ હોય, તો તે દેશના મોટા શત્રુ છે. આથી કોઇ એમ સમજે છે કે ચિત્તરંજન અંગ્રેજોના ઘોર વિદ્વેષી છે પરંતુ એમ વિના શંકે કહેવાય છે કે તે વાત સાવ ખોટી છે. સમગ્ર અંગ્રેજ જાતિ ઉપર તેમને કોઇ જાતનો દ્વેષભાવ નથી. જે અંગ્રેજોને તેમના અંગત સંબંધમાં આવવાનો પ્રસંગ આવ્યો છે, તેમણે ચોકખુંજ જાહેર કર્યું છે કે અલબત્ત હાલની રાજનીતિની તેઓ સખત વિરૂદ્ધ છે, પણ પ્રજા તરીકે અંગત કડવી લાગણી જરાયે નથી. યુરોપીઅનોમાં કેટલાક તેમના દિલોજાન મિત્ર છે. બંગાળાના પહેલાંના ચીફ જસ્ટીસ સર લોરન્સ જેન્કીન્સ તેમને એક વાર પુછયું, "ઘણા આબરૂદાર હિંદીઓ કલકત્તા કલબને પોતાની હાજરી વડે શોભાવે છે. તમે એકલાજ ત્યાં જોવામાં નથી આવતા તેનું શું કારણ ?" ચિત્તરંજને સ્પષ્ટ કહ્યું કે "તમને જવાબ આપતાં પહેલાં અમારા હિંદીઓમાં ચાલતા એક રિવાજ તરફ હું ધ્યાન ખેંચવા માગું છું. દરેક ઉચ્ચ કોમના હિંદુ ગૃહસ્થના ઘરમાં

પૂજાનું સ્થાન હોય છે. તેમા હલકી કોમના લોકને દાખલ થવા દેવામાં આવતા નથી. પણ તેની પાસેજ બીજો એક ઓરડો હોય છે, ત્યાં બધા આવી શકે છે. તમારી બંગાળ કલબ અને કલકત્તા કલબ બંને ઉપરના બે સ્થળ સાથે સરખાવી શકાય તેમ છે. તમે હિંદીઓને બંગાલ કલબમાં દાખલ કરતા નથી. પણ તમારી ઉદારતાનો માત્ર દેખાવ કરવા તમે કલકત્તા કલબ રાખેલી છે. આમ કરવાથી તમે હિંદીઓનું એક રીતે અપમાન કરી રહ્યા છો એમ તમને લાગતું નથી ? સર લૉરેન્સ જેન્કીન્સ આ સ્પષ્ટ અને સ્વાભિમાનના શબ્દોથી ખુશ થયા. અને તેમના મનમાં તેમને માટે પહેલાં હતો તે કરતાં સદ્ભાવ વધ્યો. ૧૯૧૬ માં મી. મોન્ટેગ્યુ સાહેબે તેમને મુલાકાત આપી હતી, તે વેળાએ તેમણે કાઢેલા સ્પષ્ટ ઉદ્ગાર સાંભળી ગવર્નર રાતાપીળા થતા ચાલ્યા ગયા હતા, પણ મોન્ટેગ્યુ સાહેબ તેમના આ પ્રમાણિક અભિપ્રાયથી ખુશ થયા. અને કલાકો સુધી હિંદના હિત સંબંધી જુદા જુદા વિષયો ઉપર ચર્ચા ચલાવી.

જ્યારે તેઓ ઇંગ્લાંડમાં હતા ત્યારે પૂજાના તહેવારમાં એક બંગાળી મિત્રે તેમનો લૉર્ડ મોર્લી સાથે પરિચય કરાવ્યો. રાબેતાનું ઓળખાણ થઇ ગયા પછી લૉર્ડ મોર્લીએ પૂછ્યું, "શું તમે હિંદી છો ?" ચિત્તરંજને સ્મિત કરતાં કહ્યું, "હા, અવશ્ય હું હિંદી છું." આ સરળ પ્રત્યુત્તરથી તેમના હૃદય ઉપર એવી સચોટ અસર થઇ કે તેમણે પોતાના મિત્ર સર લૉરેન્સ જેન્કીન્સ જે પેન્શન લઇને બંગાળમાંથી તરતજ આવ્યા હતા તેમને કહ્યું. સર લૉરેન્સ જેન્કીન્સથી કહેવા વિના રહી ન શકાયું, "અને તેજ પુરૂષને તમારી સરકાર દેશપાર કરવા માંગતી હતી." આવા અનેક દાખલા આપી

શકાય તેમ છે; છતાં એ હાલની રાજ્ય પદ્ધતિના ઘોર વિદ્વેષી છે. નોકરશાહીના ઘોર વિરોધી છે પછી તે ભલે અંગ્રેજી હો, એંગ્લો ઇંડીઅન હો કે હિંદી હો. તેમણે સ્પષ્ટજ કહ્યું છે કે—

" અમે નોકરશાહી માંગતા નથી. અમને સ્વાયત્ત શાસન જોઇએ છીએ. તેમાં દેશના લોકનુંજ પ્રભુત્વ રહેશે; અને દેશના લોકને માટેજ તેની સ્થાપના થશે, તેમ મોટામાં મોટા જમીનદારથી તે ગરીબમાં ગરીબ નિર્ધન પ્રજાજનનો પણ અધિકાર રહેશે. "

૧૯૧૭ ના ઓગષ્ટ મહિનાની ઘોષણાને અનુસરી સુધારાની યોજનાના સંબંધમાં દેશના લોકો કેવા કેવા ફેરફારો જરૂરી સમજે છે તે જાણવાને વિલાયતથી હિંદી પ્રધાન મી. મોંટેગ્યુ આવીને લોર્ડ ચેમ્સફર્ડ સાથે હિંદમાં બધે ફરે અને લોકમત જાણે એવું નક્કી થયું.

હિંદમાં રાજનૈતિક દ્રષ્ટિથી બે પક્ષ છે. એક પક્ષ કહે છે કે હિંદીઓ સંપૂર્ણ સ્વરાજ્ય મેળવવા અધિકારી થયા નથી. બ્રિટિશોને-આધીન રહીને. એક એક અધિકાર મેળવી પૂર્ણ સ્વાયત્ત શાસન મેળવવા અધિકારી બનશે. તેમને મોડરેટ અથવા વિનિત પક્ષ કહે છે. બીજો પક્ષ એમ કહે છે કે હિંદીઓ અત્યારેજ સંપૂર્ણ સ્વરાજ્ય મેળવવાને યોગ્ય બન્યા છે. તેમને જલદીથી સ્વરાજ્ય આપવું જોઇએ. તે પક્ષ રાષ્ટ્રિય પક્ષ કહેવાય છે. આપણા નાયક રાષ્ટ્રિય પક્ષના છે. દેશની બધી રાજનૈતિક સંસ્થાઓ સંપૂર્ણ સ્વરાજ્યની માંગણી કરે એવા ઉદ્દેશથી તેમણે બધે સ્થળે ભાષણો કરવાની વ્યવસ્થા કરવા માંડી. કલકત્તાના લબ્ધ પ્રતિષ્ઠિત વકીલ બેરિસ્ટરો

તેમજ નેતાઓ પૈસાના ખોટ આવે તે લીધે કલકત્તા છોડવા રાજી ન હતા, પરંતુ દેશબંધુએ આ ઉદ્દેશથી મૈમનસિંહ, ચટગાંવ, ઢાકા બારિશાલ વગેરે ઘણે ઠેકાણે ભાષણો આપવામાં કાઢ્યા. મહિને દહાડે પચાસ હજારની બેરિસ્ટરની આવકમાં ખોટ આવવા માંડી તે હવે કહેવું નિરર્થક છે, પણ દેશબંધુએ કદીએ આવા કામોમાં પૈસાની ચિંતા કરી છે કે કરે ? જે બીજારોપણ નાનપણમાંથી થયું હતું તેને અંકુર ફૂટી ઝાડ બનવાના પ્રસંગ મળ્યા. જાત જાતના ત્યાગ અને સંગ્રામથી દેશનું કલ્યાણ કરવાની ઇચ્છાથી દેશના મંગળ માટે સંપૂર્ણપણે તેમણે સર્વસ્વ ત્યાગ્યું. સ્વદેશ ભક્તિ તેમનો ધર્મ છે. દેશ પ્રેમ તેમનું ધન છે અને માતૃભૂમિની સેવા એ તેમનો મોક્ષ છે મૈમનસિંહમાં ઓક્ટોબર ૧૯૧૭ માં ભાષણ કરતાં તેમણે કહ્યું છે કે-

"દેશનું કાર્ય આપણા ધર્મનું અંગ છે. એ આપણા જીવનનો આદર્શ છે, હું આપણા દેશની કલ્પનામાં ભગવાનની મૂર્તિનો વિકાસ જોઇ શકું છું." સંપૂર્ણ રૂપથી પાશ્ચાત્ય કેળવણી મેળવીને પણ ભારતના પ્રાચીન આદર્શથી કદી તેઓ ભ્રષ્ટ નથી બન્યા. તેમણે વળી કહ્યું છે, "હું યુરોપની સભ્યતાને શ્રદ્ધાની નજરે અવશ્ય જોઉં છું, મારી કેળવણી દિક્ષા માટે હું અવશ્ય તેમનો આભારી છું, છતાં હું એ નથી ભૂલી શકતો કે યુરોપની રાજનીતિના નકલ કરવાથી આપણી જાતિયતાને સંતોષ નહિ આપી શકાય."

ઢાકામાં એક સભામાં ભાષણ આપતાં ૧૧ મી ઓક્ટોબર ૧૯૧૭ માં તેમણે કહ્યું છે કે—

"સ્વાયત્ત શાસનના સંબંધમાં સરકાર આપણને કેટલા અધિ-

કાર આપશે અથવા કેટલા નહિ તેનો વિચાર કરવાની જરૂર નથી. દેશના મંગળ માટે જેટલા અધિકારની જરૂર છે, તેટલાની માંગણી કરવા જરૂરી છે. સરકાર આપશે કે નહિ તે વિચારવાની જરૂર નથી. દેશના હિતને માટે જે બનાવી રાજ્યપદ્ધતિ ઉચિત લાગે, તે સરકારના સમક્ષ નિર્ભયતાથી રજુ કરો × × × યુરોપીયનો કહે છે કે આપણામાં કેળવણીનો પ્રચાર નથી. જુદા જુદા ધર્મ, જુદી જુદી ન્યાતો અને જુદા જુદા સ્વાર્થ છે તેથી આપણે સ્વરાજ્ય લાયક નથી. પણ હું કહીશ કે આવા ભિન્ન ધર્મ ભિન્ન સમાજ અને ભિન્ન સ્વાર્થના લોકોમાં ઐક્ય સ્થાપવા માટે, બધામાં કેળવણીનો પ્રચાર કરવા માટે, તેમની સાથે મળીને તે એકજ મંગળ ઉદ્દેશ સાધવા માટે સાધનો ઉભા કરી આપવા પડશે. તે માટે અમારા ધાર્મિક જાતિય અનેક સ્વાર્થ અને ભિન્નતા દૂર કરવા માટે સંપૂર્ણ સ્વરાજ્ય એકજ માત્ર ઉપાય છે."

આ સંપૂર્ણ સ્વાયત્ત શાસનના સ્વરૂપને લીધેજ બે પક્ષ વચ્ચે વધારે ખટપટ છે. અને આપણે આ પ્રકરણની શરૂઆતમાં જોઇ ગયા તેમ કલકત્તાની કોંગ્રેસમાંજ પ્રમુખની ચુંટણી કરવામાં બંને પક્ષ વચ્ચેની મનની મલિનતાએ તીવ્ર સ્વરૂપ લીધું. રાષ્ટ્રિય પક્ષ એનીબિસેંટને પ્રમુખપદ અપાવવા માંગતો હતો ત્યારે વિનિત પક્ષ મહમુદાબાદના રાજાસાહેબને. પરંતુ અંતે રાષ્ટ્રિય પક્ષની ફત્તેહ થઈ. તે સંબંધમાં પણ દેશબંધુનો કેટલો પ્રભાવ લોકો ઉપર પડ્યો તે સ્પષ્ટજ છે.

૧૯૧૭ ના ઓકટોબરની ૧૪ મી તારીખે બારિસાલમાં ભાષણ આપતાં તેમણે સ્વાયત્તશાસનનું સ્વરૂપ સમજાવ્યું; અને

કેવું શાસન માંગીએ છીએ તેનો આભાસ કરાવ્યો. તેમણે કહ્યું, " એ હિંદુઓનું સ્વરાજ્ય નહિ થાય, તેમજ મુસલમાનોનુંયે નહિ થાય, કે નહિ થાય જમીનદારોનું, તે થશે સમસ્ત બંગાળાના પ્રજાતંત્રનું શાસન. તેમાં બધાની સ્વતંત્રતાનું સરખી રીતે રક્ષણ થશે. અને જે સમાજ દ્વારા પિડાય છે, તેમને કહેવાનું કે આ સ્થાપના જેટલી જલદી થાય, તેટલી તેમના ફાયદાની વાત છે. આ જવાબદાર રાજતંત્રથી તેમને જે હક મળશે તેનાથી તે બધા અત્યાચારો રોકવાને સમર્થ બનશે. જ્યાં સુધી આવું સ્વરાજ્યશાસન નહિ થાય, જ્યાં લગી બંગાળાના પ્રત્યેક સમાજના લાભનું સરખી રીતે રક્ષણ ન થાય, ત્યાં સુધી બંગાળ શાંત નથી રહી શકતું."

લોર્ડ મિન્ટોના વખતથી શાંતિના ભંગની બીકે જે સખત કાયદા સરકારે હિંદ માટે ઘડયા, ત્યારથી સમગ્ર દેશ વ્યાપી આંદોલનોમાં પોતાની શક્તિઓને રોકી દીધી. નામદાર શહેનશાહે તેમજ પ્રધાન મંડળે જે આશાના વચનો આપ્યા તે પુરા કરવા માટે આપણે કઠોર શાંતિ પૂર્ણ સંયમ કરવો પડશે. દેશબંધુએ સ્પષ્ટ કહ્યું છે કે " નામદાર શહેનશાહે તેમજ પ્રધાન મંડળે જે આદર્શોની વાત કહી છે, તેનેજ માટે અમે ચળવળ કરીએ છીએ. જે શાસન પ્રણાલિ પ્રચલિત કરવા માટે તેમણે ઘોષણા કરી છે, તેને માટે અમે જીવતોડ મહેનત કરી રહ્યા છે."

૧૯૧૮ માં વિલાયતમાં કોંગ્રેસના પ્રતિનિધિને મોકલવાની ચળવળ થવા માંડી. તે સંબંધમાં કલકત્તામાં ૧૮ મી માર્ચે બાબુ મોતીલાલ ઘોષના પ્રમુખપણા હેઠળ મળેલી સભામાં તેમણે

કહ્યું છે, "બહુજ થોડા વખતમાં અર્થાત એક બે વર્ષમાંજ જવાબદાર રાજતંત્ર આપણને મળી જવું જરૂરનું છે. નહિ તો રાષ્ટ્રિય જીવન નષ્ટ થઇ જશે. ·૦ વર્ષના અનુભવથી આપણે જોઇ શકયા છીએ કે દેશના અધિકાર સંબંધમાં ખરી રીતે આપણો કંઇ અધિકાર રહે એવું નોકરશાહી આપણને કંઈ આપવા માંગતી નથી. છેલ્લા ૩૦ વર્ષથી જે જે સુધારાની યોજના થઇ છે, તેમાં આ નોકરશાહી નડી છે, અને સુધારાના માર્ગને બંધ કરી દીધો છે. તેથી તેમની પાસેથી કંઇ મેળવવાની આશા રાખવી વ્યર્થ છે. આપણે તેથી નોકરશાહીને ચલાવનાર પાસે જવું પડશે. બ્રિટિશ પ્રજા સમક્ષ આપણે આપણા ન્યાય પુરઃસરના અધિકાર રજુ કરવા પડશે × × × × સ્વાયત્ત શાસન આપવાની વિરૂદ્ધમાં જે પ્રયત્નો થાય છે, તે જોઇ ધીરજ રાખવી કઠણ છે. તેઓ કહે છે કે હજી સુધી તેવી કેળવણી નથી મળી તો હું પુછું છું કે તેમાં દોષ કોનો? દોઢસો વર્ષથી તમે રાજ્ય કરો છો છતાં દેશના લોકને કેવી રીતે અધિકાર ચલાવવો એ તમે ન શીખવી શકયા? શું અમે નથી જાણતા કે જાપાને ૫૦ વર્ષની અંદરજ ઉન્નતિ કરી લીધી છે, તમે તો ૧૫૦ વર્ષથી રાજ્ય કરી રહ્યા છો. તો પણ આજે શામાટે કહો છો કે તમે લાયક નથી?"



## સત્યાગ્રહ આંદોલન.

હિંદી સરકારે ઇ. સ. ૧૯૧૭ ( સંવત્ ૧૯૭૪ ) માં રાજદ્રોહી કાવતરાના કારણો અને તેને રોકવાના ઉપાયો પર વિચાર ચલાવવા માટે એક કમીશન નીમ્યું. વિલાયતના કિંગ્સ બેંચનાં જજ ઓનરેબલ જસ્ટીસ મીસ્ટર રોલેટ તેના પ્રમુખ તરીકે હતા. કમીશને પોતાના રિપોર્ટમાં ઘણા ષડ્યંત્રોનો લાંબો ઇતિહાસ આપ્યો. અને છેલ્લા પુરૂં કરતાં જણાવ્યું કે સાધારણ કાયદા ચાલી શકે તેમ નથી. આ વખતે યુરોપનું જાણીતુ મહાયુદ્ધ પુરૂં થયું હતું. સુલેહના કરારમાં સહી થયા પછી ૭ મહિનામાં ( Indian Defence act ) હિંદ સંરક્ષક કાયદો રદ થશે તે ભયથી તે કમીશને જણાવેલા નવારૂપ પ્રમાણે તે બીલ ૧૯૧૮ ના જાન્યુઆરીમાં કારોબારી સભામાં રજુ કર્યાં. લોકો તેને "રોલેટ એક્ટસ" અથવા "કાળા કાયદા" ને નામે ઓળખે છે. એ કાયદાઓ જન સમાજમાં સારી રીતે જાણીતા હોવાથી વધુ વિગતમાં ન ઉતરતાં ટુંકામા અમે જણાવીશું કે વાઇસરોય અને તેની સભાની ઇચ્છાથી હિંદના કોઇ પણ ભાગમાં કોઇ પણ વખતને માટે હિંદ સંરક્ષણ કાયદાના જેવો અધિકાર પ્રાંતિક અધિકારીઓને રહેશે; એટલે કોઇને પણ વગર તપાસ કર્યે નજર કેદ કરવાનો અધિકાર પ્રાંતિક સરકારને રહેશે. અને બીજા કાયદાથી ફોજદારી કાયદા હાલમાં છે તેથી વધારે દઢ કરવામાં આવશે.

૧૯૧૯ ની શરૂઆતથી એ બે બીલની સામે હિંદમાં પ્રમુખ આંદોલનો થવા માંડયા. મુંબઇ, મદ્રાસ, કલકત્તા, લાહોર, અલ્હાબાદ,

સુરત, અમદાવાદ, નાગપુર, ઉપરાંત નાના મોટા બધા શહેરોમાં તે બીલની સામે વિરોધ બતાવનારી જંગી સભાઓ મળવા માંડી. સૌ કહેવા લાગ્યા કે એ બીલો માનવ સમાજના ન્યાય અને સ્વાધીનતાના મૂળ મંત્રના વિરોધી અને મનુષ્યના નૈસર્ગિક અધિકારોના શત્રુ છે; પરંતુ સરકારે જરાયે સાંભળ્યું નહિ. શા માટે સાંભળે ? હવે યુદ્ધ પુરૂં થયું હતું અને હિંદીઓ પાસેથી જે મદદ લેવાની હતી, તે લેવાઇ ચુકી હતી. જે બ્રિટિશ સરકારે જર્મનિ ઉપર વિજય મેળવ્યો હતો, તેને નિઃશસ્ત્ર હિંદીઓનો શું ડર હતો ! લોક બકતા જ રહ્યા; અને પહેલો કાયદો તો પસાર થઇ પણ ગયો. બીજું રહ્યું તેને માટે તો એટલી ઉતાવળ કરવામાં આવી કે કાળી મધરાતે તે કાયદો પસાર થયો. પરંતુ સુધારાનો કાયદો જે મહિના થયા પડી રહ્યો હતો તેને માટે તક ન મળી !

કારોબારી સભાના બીન સરકારી એકેએક સભાસદોના વિરોધ છતાં પસાર કરવામાં આવ્યા હોવાથી કેટલાક સભાસદોએ રાજીનામા આપ્યા. જોરથી કામ ચાલ્યું અને મહાત્મા ગાંધીએ પહેલાંથીજ જાહેર કરી રાખ્યું હતું કે આનો જવાબ સત્યાગ્રહથી આપવામાં આવશે. અને તેમણે કાયદાના સવિનય અનાદર માટેનું પ્રતિજ્ઞા પત્ર કાઢ્યું.

" જે બે બીલોના કાયદા બન્યા છે તે સ્વાધીનતા અને ન્યાય વિચારના શત્રુ છે અને મનુષ્યને કુદરત તરફથી મળેલા અધિકારોનો નાશ કરનારા છે. મનુષ્યના વ્યક્તિગત સ્વાભાવિક અધિકારો ઉપર પ્રજા અને રાજ્યનું હિત આધાર રાખે છે તેથી હું પ્રતિજ્ઞા કરૂં છું કે જ્યાં સુધી એ કાયદાઓ રદ નહિ કરવામાં આવે, ત્યાં સુધી તેને

માનવાને શાંતિપૂર્વક ના પાડીશ. તે ઉપરાંત જે કાયદાઓ ન માનવાની જરૂર જણાશે તેનું પણ ઉલ્લંઘન કરવામાં હું પાછી પાની કરીશ નહિ."

મહાત્માજીએ માર્ચ મહિનામાં જાહેર કર્યું કે, "જે દિવસે રોલેટ એક્ટ કારોબારી કમીટીમાં પસાર થાય, તેના પછીના રવિવારે ઉપવાસ કરીને પોત પોતાના ધર્મ પ્રમાણે ભગવાન આગળ દુઃખ જણાવવું, પૂજા કરવી, અને પ્રાર્થના કરવી. "સત્યાગ્રહ" ના દિવસ ગણી હડતાલ પાડી દુકાનો અને બજારો બંધ રાખવા.' એ વ્રત પાળવા પ્રજા તત્પર થઇ.

મહાત્માજીએ રજુ કરેલા પ્રતિજ્ઞા પત્ર ઉપર ઘણા જણાએ સહી કરી અને દેશબંધુ પણ તેમાં હતા. ચૈત્ર મહીનામાં સત્યાગ્રહ સંમેલનની એક મોટી સભામાં કલકત્તાના કિલ્લાના મેદાનમાં તેમણે સત્યાગ્રહ સંબંધી ભાષણ કર્યું.

"આજે મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીનો દિવસ છે. આજે બંગાળીઓની હૃદયની વેદના જાહેર કરવાનો દિવસ છે. આનંદના દિવસોમાં આપણે પોતાને ભુલી જઇએ છીએ, પણ દુઃખના દિવસોમાં આપણે પોતાની જાતને જોવા તથા ભગવાનનો અવાજ સાંભળવા શક્તિમાન થઇએ છીએ.

આજે આ પ્રજાની વિપત્તિનો દિવસ છે. આ પ્રજાનો જે આત્મા છે તે અનુસંધાન કરશે. **नायमात्मा बलहीनेन लभ्यः।** પરંતુ બળ શું છે? પશુબળથી આત્મા મળતો નથી. એ બળ તે પ્રેમનું છે. એજ મહાત્મા ગાંધીની વાણી છે, અને તે આખા હિંદનો

અવાજ છે. આ વાણીને સાર્થક કરવા માટે સ્વાર્થ, સંરક્ષ, હિંસા, તૃષ્ણા અને દ્વેષનો ત્યાગ કરવો પડશે. આપણે રોલેટ કાયદા સામે શા માટે ચળવળ કરીએ છીએ ? આપણે સમજીએ છીએ કે આપણી આ નવજાગૃત પ્રજાને પોતાના માર્ગમાં ઉભા રહેવામાં તે અડચણ ઉત્પન્ન કરતા છે. તેને દુર કરવા છે તેથી આપણે હિંસા દ્વેષ વગેરેને છોડીને દેશ પ્રેમને જાગૃત કરવાનો છે; તેથીજ મહાત્મા ગાંધી કહે છે કે, શત્રુ તરફ હિંસા તેમજ ઘૃણાની વૃત્તિ ન રાખો કારણ પ્રેમનો જય અનિવાર્ય છે × × × × આ પ્રેમની ચળવળ છે, ધાર્મિક હિલચાલ છે. આપણા રાષ્ટ્રિય જીવનનું આંદોલન છે. એ આંદોલનને સફળ કરવાનો એક માત્ર ઉપાય આત્મ સંયમ છે. બધા આપત્તિઓને તુચ્છ ગણીને શાંતિ અને હૃદયના પ્રેમથી આત્મ સંયમની જરૂર છે. ”

દિલ્હીમાં માર્ચની ત્રીસમીએ સત્યાગ્રહ દિવસ પાળતાં ભીષણ દુર્ઘટના બની. શહેરીઓના ટોળેટોળા સત્યાગ્રહ ઉજવી રહ્યા હતા. તે વખતે પોલિસે વચ્ચે પડીને વંઠાડયું. તેથી જે ભીષણ બનાવો બન્યા તે સદાને માટે ઇતિહાસના પાનાઓમાં લખાઇ રહેશે. ઘણા નિર્દોષ પ્રજાજનો ઘાયલ થયાં કે, માર્યા ગયા. શહેરમાં શાંતિ સ્થાપવાને માટે નોકરશાહીએ સશસ્ત્ર ગોરા સિપાઇઓ રોક્યા. તે દિવસે અનેક દુર્ઘટનાને લીધે મુસલમાનોની મસ્જીદમાં ભાષણ આપવા સ્વામી શ્રદ્ધાનંદને બોલાવ્યા. આ ઘટનાને ઇતિહાસમાં ચિરસ્મરણીય કહી શકાય.

મહાત્માજીએ મુંબઇમાંથી કાયદાનો બીજા રૂપથી પણ ભંગ કર-

વાનો કાર્યક્રમ રાખ્યો હતો. સરકારથી આ બધું કેમ ખમાય ! તેણે નિશ્ચય કર્યો કે હિંદીઓને પોતાના સાબુત કાંડા બાવડાની મજા ચખાડવી જોઇએ. તેને એકવાર એવા દબાવી દેવા જોઇએ કે ફરી ઉંકારોજ ન પામે. લોક સમજતા હતા કે મહાયુદ્ધમાં અમે બહુ મદદ કરી છે માટે તેનો બદલો મળવો જોઇએ. પણ બ્રિટિશસિંહ નિઃશસ્ત્ર ગરીબડી ગાય જેવી પ્રજા સાથે લડવા તૈયાર થઈ ગયો. અને જે સખ્તાઇના પગલાં લેવાની શરૂઆત કરી તે બધું પ્રજા સારી રીતે જાણતી હોવાથી ટુંકામાં આટોપી લઇએ તેજ ઠીક. પંજાબની સરકારે જાહેર કર્યું કે પંજાબની સરકારની રજા વિના કોઇ પણ નેતાએ તે પ્રદેશમાં પ્રવેશ કરવો નહિ. ત્યાંના કમનસીબ મામલાની સત્ય વિગત જાણવા તથા લોકોને શાંત પાડવા મહાત્માજીએ ૯ મી એપ્રિલે દિલ્હી તરફ પ્રયાણ કર્યું. પંજાબની સરકારે તેમને માર્ગમાંથીજ પાછા ઉતારી મુંબઇની ગાડીમાં બેસાડયા. મહાત્માજી પકડાયા એવા સમાચાર દેશમાં ફરી વળતાં પંજાબ અને અમદાવાદના લોક ઉશ્કેરાયા. બધે હડતાલ પડી. હડતાળ પાડવા માટે પંજાબમાં એક સભા બોલાવવામાં આવી. અમદાવાદ અને કલકત્તામાં પણ તેના સંબંધમાં એવાજ બનાવો બન્યા. ઘણા નિઃશસ્ત્ર લોક ઉપર ગોરા સિપાઇઓએ હુમલો કર્યો, પણ પંજાબમાં તો અવધિ હતી. પંજાબને, સરકારની પ્રબળ સહાયક પ્રજાને, સિપાઇઓના બળવાના વખતે બરાબર સેવા કરી હતી તેમને, પોતાની રાજભક્તિનું પુરેપુરૂં ફળ મળી ગયું. જનરલ ડાયરને યુદ્ધમાં નિર્મળ કિર્તિ મેળવવાની તક મળી ન હતી પણ આ મહા ઉદ્યમી પુરૂષ; તેથી પોતાના પ્રખર બુદ્ધિબળે એક રણક્ષેત્રની સૃષ્ટિ ઉત્પન્ન કરી. અને પોતેજ વિજયી થયા ! અને સત્કીર્તિ મેળવવાને

પાત્ર બન્યા. ડાયર. સર માઇકલ ઓડવાયર, બોસવેલ સ્મિથ, જોનસન વગેરેએ આ સસ્તા યશ પુણ્યમાં બંને હાથે ખરીદી કરી. ખરીદી શું કરી ! બજારજ લુંટી લીધું. તે ઉપરાંત ઘણા હિંદીઓના નામ પણ અમર થયા. રાયબહાદૂર શ્રી રાયસુન્દનું નામ કોણ ભૂલી શકશે !

યુદ્ધ, સરકારના જાહેર કરવા પ્રમાણે તેને યુદ્ધ કહેવુંજ ઠીક છે તે પુરૂં થયું, ત્યારે લોકોને ખરી વિગત માલમ પડી કે આ ઘટના હિંદના ઇતિહાસમાં રક્તથી લખાવા યોગ્ય છે. હિંદી સરકારે તો ધારેલું કે પ્રજાનો કચ્ચરઘાણ નીકળી જશે. પણ બિચારી સરકાર ! તેણે તો અણધાર્યું પરિણામજ જોયું. આખો દેશ એક સંપી બન્યો. આબાલવૃદ્ધ બધા આ અપમાન, આ ક્રુરતા અને આ કૃતઘ્ન નીચતાથી ક્ષુબ્ધ થઇ ગયા. શોક અને ક્રોધથી બધાનું લોહી ઉકળી રહ્યું, તો પણ સરકાર ન ચેતી. તેણે ઇન્ડેમનીટી બીલ રજુ કરી અત્યાચારીઓને માફી આપવાનું જાહેર કર્યું. પંડિત માલવિયાજીએ કાઉન્સીલમાં કેટલાક ગૂઢ પ્રશ્નો પુછ્યા, પણ તેના જવાબ ન મળ્યા. દિલ્હી, લાહોર, અમૃતસર, નડીઆદ, બારેજડી વગેરે ઠેકાણે દંડનો કર નાંખવામાં આવ્યો, અને થોડા દિવસ માટે ડાયરની પદવી પણ ઉંચે ચઢાવી.

અશાંતિ વધતી ગઇ. વિલાયત સુધી કોલાહલ પહોંચ્યો. તપાસને માટે એક કમીશન નીમવામાં આવ્યું. તે હિંદી સરકાર તરફથી નીમાયું હતું. માલવિયાજીએ તેનો વિરોધ કરી જણાવ્યું, કે "જ્યારે હિંદી સરકાર એક બાજુએ જવાબદાર છે ત્યારે કમીશનની નીમણુંક વિલાયતથી થવી જોઇએ" પણ તેમની વાત માન્યામાં ન આવી.

પણ શા માટે સાંભળે ? બીજા કેટલાક હિંદી કાઉન્સીલરોનો તો ટેકો હતો ! !

કમીશન નીમાયું. તેના પ્રમુખ હતા લૉર્ડ હંટર. તેમાં ત્રણ હિંદી સભાસદો પણ હતા. પંડિત જગતનારાયણ, સર ચીમનલાલ સેતલવાડ અને સાહેબજાદા આસફ આહમદ. પ્રજાએ કંઇ વધારે આશા રાખી ન હતી. કારણ કે જ્યારે તે હિંદી સરકાર તરફથીજ નીમાયું હતું, તો શા માટે તે તેની વિરૂદ્ધમાં પોકાર ઉઠાવે ? હિંદી સભાસદોમાં સાહેબજાદા તો વળી ગ્વાલીયર સ્ટેટના સરકારના તાબેના નોકર હતા. પંડિતજી સરકારી નોકર ન હતા. કેટલોક વખત પહેલાં તો તેઓ રાષ્ટ્રવાદી હતા પણ થોડો વખત થયાં તે મોડરેટ પક્ષમાં ભળ્યા હતા.

કમીશન અને સરકારે પ્રજાની શંકા ખરી પાડી જેલમાં પડેલા પંજાબી દેશના નેતાઓ અને બીજી બાજુએ સરકારી અધિકારીઓ એમ બંને પક્ષ હતા. તો બંને સાથે એકજ જાતનું વર્તન ચલાવવું ઉચિત કહેવાય. એટલે જ્યાં સુધી કમીશનની તપાસ ચાલુ રહે, ત્યાં સુધી નેતાઓને છોડવા જોઇએ. અને તેમની જુબાની સ્પષ્ટ આપવાની તક આપવી જોઇએ. બીજા દેશોમાં પણ એમજ થાય છે. કારણ કે રાજનૈતિક કેદીઓ કંઇ ચોર લુટારૂ નથી કે નાસી જાય. પણ હિંદી સરકારે તેમ ન કર્યું. સરકારી અમલદારો છુટા હતા, ત્યારે દેશના નેતા પડ્યા હતા જેલમાં. તેથી કોંગ્રેસે એવો મત જણાવ્યો કે આ કમિશન આગળ જુબાની ન આપવી. અર્થાત કમીશનનો બહિષ્કાર કરવો.

અને થયું પણ તેમજ. દેશના નેતાઓ જે જેલમાં પડ્યા હતા,

તેમણે જુબાની ન આપી; તેમજ સાધારણ પ્રજાએ પણ ન આપી. સરકારી અધિકારીઓ અને સરકારના...વિના બીજા કોઇ પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ સાક્ષી આપી નહિ. તે છતાં એ ડાયર વગેરે અંગ્રેજોની જુબાની એવી કાતિલ હતી કે જો સરકાર ઇન્સાફ કરવા માંગતે, તો કરી શકતે. તેમને સજા થવાનો ભય હતોજ નહિ. ઘણી વાતો સ્પષ્ટ રીતે કરી. અને તેમ છતાં મોટા ભાગનું રહસ્ય તો જેમનું તેમજ રહ્યું.

સત્યાગ્રહ આંદોલનના સંબંધવાળા બધા ઉપદ્રવો અને ખાસ કરીને પંજાબના હત્યાકાંડનો રિપૉર્ટ એકલી હિંદી પ્રજા માટે નહિ, પણ સમસ્ત જગતની પ્રજા માટે તૈયાર કરવો જોઇએ. બ્રિટિશ સત્તામાં કેવો સુધારો થયો છે તે તેની સમુજ્જળ કીર્તિ સાથે જાહેર થાય.

૧૪ મી નવેમ્બરે તે માટે કોંગ્રેસે એક ઉપસમિતિ નીમી. તેમાં દેશબંધુ દાસ પણ હતા. આ કમિટીએ ચાર મહિનાના પરિશ્રમ પછી રિપૉર્ટ બહાર પાડયો. રિપૉર્ટમાં શું છે તે કહેવાની કંઇ જરૂર નથી. કારણ કે દરેકેદરેક વાંચી લખી શકતા તેમજ અભણના મોટા ભાગે પણ તે જાણ્યું છે. તેમાં સરકારી રિપૉર્ટ જે તે વખતે બહાર પડયો હતો તેણે છુપાવેલી ઘણી વિગતો પર પ્રકાશ નાંખ્યો.

સરકાર ઉપર તેથી કાંઈ ખાસ અસર થઇ નહિ. માત્ર દેખાડવા માટે બેચાર વ્યક્તિને સજા કરવામાં આવી. અને તે પણ એવી નામની કે તેથી તેમને કંઇ નુકશાન ન થયું. આવા અત્યાચાર ભવિષ્યમાં નહિ બને, તે માટે કંઇજ ગોઠવણ ન હતી. ઘણાયે હિંદીઓ જેલમાં છે. જે અંગ્રેજોને થોડું પણ નુકશાન થયું હતું, તેને

પુષ્કળ ધન અપાયું. અને હિંદીઓને જે કઇ મળ્યું તે મળ્યું ન મળ્યું જેવુંજ હતું.

આ હત્યાકાંડ હિંદના ઇતિહાસમાં એક બિભત્સ અધ્યાય છે, પણ એવા તો ઘણાએ અધ્યાયો લખાશે. પરિવર્તનયુગની કથા માનવ રક્તથીજ લખાય છે. સ્વતંત્રતાની દેવી માનવ બલિ વિના સંતોષ મેળવી શકતી નથી. આ આંદોલનથી ઘણા લાભ થયા. એક તો રોલેટ એક્ટ જ્યાંનો ત્યાં રહી ગયો, સરકાર તેને ઉપયોગમાં લઇ ન શકી અને અંતે ચાલુ વર્ષમાં જેણે એ ઠરાવ રજુ કર્યો હતો તેને હાથેજ તે પાછો ખેંચી લેવાયો–રદ કરવાની માગણી થઈ. બીજી શિખામણ નેતાઓની મળી ગઇ. સત્યાગ્રહ આરંભતા પહેલાં પ્રજામાં સંયમ બરાબર કેળવાવો જોઇએ. સામાવાળા ગમે તે કરે, તો પણ સત્યાગ્રહીએ કદી પણ સામું બળ વાપરવાનો કે બીજો એવો પ્રયત્ન કરવાનું સ્વપ્ને પણ આણવું ન જોઇએ.



## ખિલાફત

એક બાજુએ હંટર કમિટીમાં દેશી અને પરદેશી સભ્યોનો મતભેદ, તેમાં થયેલો નિર્લજ્જ પક્ષપાત, ડાયર વગેરે મુખ્ય અત્યાચારીઓને સજા ન કરતાં હાઉસ ઓફ લોર્ડસમાં તેને ટેકો અને વિલાયતના અંગ્રેજો તેમજ અહીંના અંગ્રેજો તરફથી પુષ્કળ પૈસાની મદદ વગેરે કારણોથી હિંદીઓના મનમાં વિદેશી અને વિજાતિય તરફ અસંતોષ અને નિરાશાની લાગણી ઉત્પન્ન થઇ હતી, ત્યારે બીજી બાજુએ એક એવો બનાવ બન્યો કે જેથી સમસ્ત મુસલમાન જગત તેથી ક્ષુબ્ધ બન્યું. સેંકડો વર્ષથી ટર્કીના સુલતાનને સુન્ની મુસલમાનોના ખલિફા માનવામાં આવે છે. ખલિફા ધાર્મિક નેતા ગણાય છે. કેટલાક પ્રસંગોએ મુસલમાનોએ તેમને ખલિફા નથી માન્યા એમાં સંદેહ નથી. અકબરે પોતાને હિંદી મુસલમાનોના ખલિફા જાહેર કર્યા હતા અને ઔરંગઝેબનો તો એવો સિદ્ધાંત હતો કે હિંદના સમ્રાટ તેજ હિંદી મુસલમાનના ખલિફા છે. તે વખતે મિસરના બાદશાહ સ્વતંત્ર હતા, ત્યારે તેઓ પણ પોતાને ખલિફા કહેવડાવતા હતા અર્થાત્ એકજ સમયમાં બે મનુષ્યો ખલિફા કહેવડાવતા હતા. તેથી ઐતિહાસિક એમ કહી શકાય કે ટર્કીના સુલતાન બધા મુસલમાનોનો સદૈવ ખલિફા રહ્યો નથી.

પરંતુ કેટલોક વખત થયાં ધાર્મિક સિદ્ધાંતોની સાથે રાજનૈતિક વિચારોનું મિશ્રણ થઇ ગયું છે. ટર્કી માત્ર મુસલમાન જગતમાં મોટું અને પ્રભાવશાળી રાજ્ય રહી ગયું છે. તેથી સઘળા મુસલમાનો અને ખાસ કરીને સુન્ની મુસલમાનો તેના તરફ અસાધારણ પ્રેમની

નજરે જુએ છે. તેનો નાશ થતાં મુસલમાનનું રાજનૈતિક મહત્વ જે મોટે ભાગે નાશ પામ્યું છે. તે આ રાજ્યનો નાશ થતાં પુરેપુરૂં જતું રહેશે. સુલતાન અબદુલ હમીદીનીએ આ ભાવના વધારે દ્રઢ કરી. તે તો એને ખબરજ હતી કે ખ્રિસ્તી રાજ્ય તેના ઉપર બળી રહ્યા છે. તેના બચાવને માટે બેજ ઉપાય હતા. એક તો એ કે ખ્રિસ્તી રાજ્યોમાં એકસંપ થવો ન જોઇએ. ફ્રાંસ, ઇંગ્લાંડ અને રૂશીઆના માંહોમાંહે કલહથી કોન્સ્ટાન્ટિનોપલનો બચાવ થઇ ગયો. બાલ્કન યુદ્ધ વખતે વિજયી ખ્રિસ્તી રાજ્યો માંહોમાંહે લડી પડયા.

બીજો ઉપાય એ હતો કે મુસ્લીમ ભાવના (Pan Islamism) વધારવી. આ ભાવના દ્રઢ બનતાં મુસલમાન પ્રજા ખ્રિસ્તીઓને હાથે ટર્કીની સત્તાનું નિકંદન નહિ થવા દે. ઇંગ્લાંડને હિંદના મુસલમાનોનો, ફ્રાંસને આફ્રિકાના મુસલમાનોનો તેમજ રૂશિઆને મધ્ય એશિઆના મુસલમાનોનો ભય રહેશે. તેમાં સફળતા મળી. પણ હિંદમાંજ મૌલાના મહમદઅલીએ એકવાર કહ્યું, કે ઇજીપ્તના મુસલમાનો જે તુર્કોના પાડોસી છે તેમાં આ ભાવના પ્રબળરૂપથી નથી."

મહાયુદ્ધમાં તુર્કોએ જર્મનિને મદદ કરી. હવે ઇંગ્લાંડને પંચાતી પડી. તુર્કોના પ્રાંત ઉપર ચઢાઇ તો કરવી હતી; અને કામ લેવું મુસલમાન સિપાઇઓ પાસે. હિંદમાં પણ શાંતિ જાળવવી હતી. તેથી મુખ્ય પ્રધાન લોઈડ જ્યોર્જ તેમજ હિંદમાં વાઇસરોયે સ્પષ્ટ શબ્દોમાં જાહેર કર્યું કે યુદ્ધનું પરિણામ ગમે તે આવે, પરંતુ ખિલાફતના ધાર્મિક સવાલને સરકાર તરફથી હાનિ નહિ પહોંચાડવા દેવાની ખાત્રી આપવામાં આવે છે. તેમજ તુર્ક લોકોની માતૃભૂમિ તેમની પાસેથી છીનવી લેવામાં નહિ આવે. આ આશ્વાસન ઉપર વિશ્વાસ રાખીને મુસલમાનોએ હિંદીસરકારને ખરા મનથી મદદ કરી.

યુદ્ધ પુરૂં થયું. જર્મનિ અને તેના મિત્રોની હાર થઈ. હવે મુસલમાનોને તુર્કોના શા હાલ થાય છે તે જાણવાની ચિંતા થવા માંડી. ચિંતા કરવા જેવીજ વાત હતી કારણકે સરકારે એવા કેટલાક કામ કર્યા હતા કે જેથી ચિંતા અને શંકા ઉત્પન્ન થાય.

અત્યાર સુધી મક્કા અને મદિનાની આજુબાજુનો હેજાજ પ્રાંત સુલતાનના તાબામાં હતો. મક્કામાં મક્કાનાશરીફ નામના એક ધર્માધિકારી રહે છે. યુદ્ધના સમયમાં અંગ્રેજોની મદદથી તેણે તુર્કના સુલતાનની સત્તા સામું માથું ઉંચું કર્યું. અને સ્વતંત્ર બન્યા. ઇરાક (મેસોપોટેમીઆ) તુર્ક સામ્રાજ્યનો એક પ્રાંત હતો. તેને અંગ્રેજોએ જીતી લીધો. અને ત્યાં બ્રિટિશોની સત્તા નીચે એક આરબ રાજ્ય સ્થાપવાનો પોતાનો વિચાર જાહેર કર્યો. ફ્રાંસના તાબાના સીરીઆ શામમાં પણ આવુંજ એક રાજ્ય સ્થાપવાનો વિચાર જાહેર થયો.+

આ પ્રમાણે તુર્ક સામ્રાજ્યને તોડીને તેના ત્રણ આરબ સંસ્થાન બનાવવામાં આવ્યા. મિસર અર્ધ સ્વતંત્ર હોવા છતાંએ હજી સુધી તુર્ક સામ્રાજ્યનું અંગ ગણાતું હતું. ધીરેધીરે તેના ઉપર પણ અંગ્રેજોનો દાબ વધતો જતો હતો. યુદ્ધના સમયમાંજ અંગ્રેજોએ જાહેર કર્યું કે હવે ઇજીપ્તને તુર્ક સામ્રાજ્ય સાથે કંઇ સંબંધ નથી. તે બ્રિટિશ સામ્રાજ્યને તાબે છે. તેમજ ત્યાંના અધિકારીને "ખેદિવ" ને બદલે "સુલતાન" બનાવવામાં આવ્યો. ઈજીપ્તવાળા સ્વતંત્ર થવા માંગતા હતા, પણ તેનું જરાયે ન સાંભળ્યું.

ઉપરથી જોતાં આ રાજનૈતિક હતું. અને દેખીતી રીતે ખિલાફત સાથે તેને કંઇ સંબંધ ન હતો, પણ ખરી રીતે જોતાં મુસલમાની ધર્મ ઉપર આઘાત થતો હતો. રોમના પોપ પણ ધર્મના આચાર્ય છે, પણ મુસલમાનોને તો તેવા આચાર્યોથી કામ નથી ચાલી શકતું.

+ અત્યારે તો એ વિચારનો અમલ થઇ પણ ચૂક્યો છે લેખક.

ને એવા ખલિફાને માગે છે કે જેની પાસે પુષ્કળ બળ હોય, અને જરૂર પડતાં ધર્મની રક્ષા કરી શકે. બીજું મુસલમાનના તીર્થસ્થળો જેવા કે મક્કા, મદિના વગેરે કોઇ સ્વતંત્ર મુસલમાન રાજ્યના તાબામાં હોવા જોઇએ, હેજાજ, શામ અને ઇરાકના બાદશાહ સ્વતંત્ર નથી. સરકારે વળી વધારે યુક્તિઓ અજમાવી. કેટલાક મુલ્લા મૌલ્વી મારફત એવા ફતવા કઢાવ્યા કે સુલતાનને ખલિફા માનવો એનું કંઇ ખાસ ધાર્મિક અંગ નથી.

આ સાથે તુર્કોની માતૃભૂમિ છીનવી નહિ લેવામાં આવે એવું જે વચન આપવામાં આવ્યું હતું તે કેમ તોડવું તેનો પણ વિચાર ચાલવા માંડ્યો. અને એવું નક્કી થયું કે થ્રેસ (જેમાં તુર્ક વસે છે) તે યુનાનિઓને આપવામાં આવશે.

આથી મુસલમાનોમાં અશાંતિ વધી. આમ તો અંગ્રેજોની જીત થઇ હતી અને તેને એમ કહેવાનો અધિકાર છે કે જીતેલો હારેલા સાથે પોતાની ઇચ્છા પ્રમાણે વર્તન ચલાવી શકે. પણ મુસલમાનો પોતાને દેવાયલા દગાની વાત ભૂલી ન શક્યા. હિંદથી મૌલાના મહમદઅલીના પ્રમુખપણા હેઠળ એક ડેપ્યુટેશન વિલાયત ગયું. સુલેહની પરિષદમાં મુસલમાનોનો અવાજ રજુ કરવાનો તેમનો ઉદ્દેશ હતો; પણ કંઇ ખાસ કામ થયું નહિ. સેંકડો વર્ષો બાદ તુર્કને બરાબર સજા ચખાડવાનો આ લાગ મળ્યો હતો તે મુસલમાનોને પ્રસન્ન રાખવા શા માટે છોડી દે?

તેનું પરિણામ હિંદમાં સરકાર માટે બુરૂં થયું. મુસલમાનોની ધાર્મિક અને રાજનૈતિક આકાંક્ષાઓ ઉપર પાણી ફરી વળ્યું. તેમના હૈયાને મોટો આઘાત પહોંચ્યો. અત્યાર સુધી હિંદમાં મુસલમાનના નેતાઓ હદ રાજભક્ત ગણાતા હતા. હિંદુ નેતાઓ ક્રાંતિકારી અને મુસલમાન નેતાઓ ગાન્ધના હિંદ ગણાતા હતા, પરંતુ તે

રાજ્યભક્તિ એકદમ ઉડી ગઇ. સરકાર ઉપર જેટલા વિશ્વાસ હતો તેટલોજ અવિશ્વાસ રહી ગયો.

આ દશામાં કોણ જાણે તેઓ શુ ને શુ કરી મૂકતે. તેઓનો વિચાર બળવો કરવાનો થતે, તો હથિઆર નહતા. એવો ઠરાવ કરે કે મુસલમાનો ચાલ્યા જાય, તો છ કરોડ માણસો મહાજરિન બને તે સંભવિત નહતું. શંકા, ક્રોધ, દુર્બળતા વગેરેથી મુસલમાન પ્રજા વ્યાકુળ થઇ ગઇ.

આવી વિકટ પરિસ્થિતિમાં મહાત્મા ગાંધીજીએ તેમને મદદ કરવા કબુલ્યું. તેમણે કહ્યું કે ખિલાફત જો કે મુસલમાનોનો ધાર્મિક સવાલ છે તોપણ એક ભાઇ તરીકે હિંદુને સમાન વેદના થવી જોઇએ. અને તેનો તરતજ પ્રભાવ પડયો. ખિલાફતનો વિકટ સવાલ કોંગ્રેસમાં આવી ગયો; અને હિંદુઓએ ખિલાફત સભામાં મદદ કરવાની શરૂઆત કરી.

તેનાથી ઘણા લાભ થયા. એક તો હિંદુ મુસલમાનમાં ઐક્ય વધ્યું. આ ઐક્ય વગર સ્વરાજ્ય મળી જ ન શકે. મુસલમાનોએ હિંદુઓ તરફની કૃતજ્ઞતા જાહેર કરવા ગૌવધનો સવાલ ઉપાડયો અને મોટે ભાગે સફળતા મળી. જો મહાત્માજી ખિલાફતના સવાલને પોતાના હાથમાં લઇ મુસલમાનોને યોગ્ય માર્ગ ન બતાવતે, તો ઘણા મુસલમાનો, ક્રોધાવેશમાં એવું કામ કરી બેસતે કે જેથી અંતે તેમને પણ નુકસાન થતે.

ચિત્તરંજન આ કામમાં મહાત્માને મળતા થયા તે કહેવું પડે તેમ નથી. આસામ પ્રાંતની ખિલાફત સભામાં તેમણે જે ભાષણ આપ્યુ હતું તે ઉપરથી તેમના વિચારો સારી રીતે સમજાઇ આવે તેમ છે.

## અસહકારના પંથે.

છેલ્લા બે પ્રકરણો ઉપરથી સમજાશે કે દેશમાં કેવી અશાંતિ ફેલાઇ છે. હિંદુ કે મુસલમાન કોઇ પ્રસન્ન ન હતું. દેશમાં જાતજાતના કષ્ટો દેવામાં આવતા હતા. હિંદ બહાર સંસ્થાનોમાં પશુ પેઠે વર્તન ચલાવવામાં આવતું હતું. હવે આ મહા રોગનો એવો કોઇ ઉપાય જણાતો ન હતો કે જેથી એને મટાડાય. સરકારે સુધારાની લાલચ બતાવી. લોક તેનાથી સંતોષ ન આવ્યો. છતાં નેતાઓએ તેથી કામ લેવાનું નક્કી કર્યું. પંજાબના કાળા કેરરૂપ હત્યાકાંડ તેમજ ખિલાફતનું વચનભંગ જોવા છતાં અમૃતસરની કોંગ્રેસમાં ત્યાં સુધારાની યોજનામાં પુષ્કળ ખામીઓ દેખાડવામાં આવી હતી તે છતાં ત્યાં કહેવાયું કે:—

"This Congress trusts that, so far as may be possible, they so work the reforms as to secure an early establishment of full Responsible Government."

અર્થાત આ કોંગ્રેસ વિશ્વાસ રાખે છે કે યથા સંભવ આ સુધારાઓથી એવી રીતે (જન સમાજ તરફથી) કામ લેવામાં આવે કે બનતી જલદીથી સંપૂર્ણ જવાબદાર રાજતંત્ર સ્થપાઇ જાય."

આ વાત ડિસેમ્બરની છે. નવ મહિના પછી કોંગ્રેસે દૃષ્ટિબિંદુ બદલ્યું. સપ્ટેમ્બર ૧૯૨૦ માં લાલા લજપતરાયના પ્રમુખપણા

હોઈ કલકત્તામાં કોંગ્રેસની ખાસ બેઠક થઈ. સુધારાનો હવે નવ મહિના જેટલો અનુભવ થઈ ચૂકયો હતો. તે અનુભવે સમજાવ્યું કે સુધારા એ તો માત્ર સરકારનો એક દાવપેચ હતો. લોકો બકબક કરીને પોતાની શકિતનો વ્યય કરી છિન્નભિન્ન થઈ જાય. તે જોવાનો ઉદ્દેશ છે, અધિકાર તો પહેલાંની પેઠેજ અંગ્રેજોના હાથમાં છે.

આ ખાસ કોંગ્રેસમાં મહાત્મા ગાંધીજીએ અસહકારનો ઠરાવ રજુ કર્યો. તેના મૂળ તાત્પર્યથી હવે કોઇ અજાણ્યું નથી. સરકાર તરફથી હવે આશા રાખી રાખી સૌ થાકયા હતા. તેથી એવો વિશ્વાસ થઇ ગયો કે સરકાર પાસે કશા માટે માંગણી કરવી અથવા તેના આપેલા સુધારામાં ભાગ લેવો એ શકિતનો દુર્વ્યય છે. હવે તો આપણા પોતાના પ્રયત્નોમાં સ્વરાજ છે.

બધા પરાધીન દેશોની આગળ એક દિવસ આ પ્રશ્ન તો ઉભો થાય છેજ. પહેલાં તો લોક સમજે છે કે મીઠી વાતો કરવાથી કામ ચાલ્યું જશે, પરંતુ વાતોથી સ્વરાજ્ય મળતું નથી. **वीर भोग्या वसुन्धरा** છે તેથી કર્મક્ષેત્રમાં ઉતરવું પડે છે. જે દુર્બળતા, જે પાપને લીધે સ્વાધીનતા ગુમાવી હોય, તેને માટે પ્રાયશ્ચિત્ એકજ હોઇ શકે કે શારિરીક અને માનસિક કષ્ટ સહન કરવું. પરિશ્રમ વગર અણમોલી ચીજો કદી મળતી નથી, અને જો કદાચ મળી જાય છે, તો રહી પણ શકતી નથી: કારણ કે આપણામાં તેની શકિત નથી. તેથી રાષ્ટ્રની સ્વાધીનતા માટે યુદ્ધ કરવું પડે છેજ.

યુદ્ધ બે પ્રકારનું હોય છે. સશસ્ત્ર અને નિઃશસ્ત્ર. સશસ્ત્ર યુદ્ધનો તો જગતને અનાદિ કાળથી અનુભવ છે. પરંતુ નિઃશસ્ત્ર યુદ્ધ હુંગરી

અને કોરિઆ વિના ગોળા ઉઠાવ્યે કશું નથી. હુંગરીને સફળતા પણ મળી; પરંતુ તે નાનો દેશ છે. આવડા મોટા હિંદ માટે આ નવો પ્રયોગ છે. આ યુદ્ધ છે, પણ નવા પ્રકારનું. રાષ્ટ્રને યુદ્ધમાં બધી જાતના કષ્ટ સહેવા પડશે. લોક મરી જશે, કેદ જવું પડશે, ઘા પડશે, ભૂખમરો વેઠવો પડશે, સ્ત્રીઓની લાજ લુટાશે, ધનમાલ લુટાશે એ બધુંયે થઈ જાય, પણ શત્રુ ઉપર હાથ નહિ ઉગામવો. આ કામ નામર્દનું નથી બહુ ઊંચામાં ઊંચી જાતના વીર પુરૂષોનું છે; તપસ્વીઓનું છે; પાશ્ચાત્ય સભ્યતાના રંગમાં રંગાએલાઓનું નથી.

સેનામાં સંયમ જોઈએ. સૈનિકોએ મરવાનો ભય છોડીને સેનાપતિની આજ્ઞા માનવી જોઈએ. આ બધી વાત ધીમે ધીમે બની શકે. દેશને પણ સંયમની જરૂર છે, તેથી રાષ્ટ્રિય સ્વતંત્રતાના યુદ્ધમાં પહેલું સ્થાન અસહકારનું છે. આપણે સરકાર અને તેની મદદથી ચાલતી સંસ્થા સાથે સંબંધ ન રાખીએ, સરકારી કોર્ટો તેમજ નિશાળો, કાઉન્સીલો, સભાઓ વગેરેમાં ભાગ ન લઈએ. વિલાયતી કાપડનો બહિષ્કાર કરીને સ્વદેશી વ્રત પાળીએ. દેશને જોઈતું કાપડ બનતું નથી તેથી રેંટીઆ અને શાળ ચલાવીને જરૂર પડે જાડી ખાદી પણ પહેરીએ. દારૂ વગેરે કેફી પીણા દૂર કરીએ તેમજ સ્પર્શાસ્પર્શનો ભેદ ભાવ પણ કાઢીએ.

જ્યારે ધીરે ધીરે આ બધા કામો આપણે કરી શકીએ, ત્યારે છેલ્લું પગલું સત્યાગ્રહનું આવશે. સરકારી નોકરીઓ છોડવી પડશે. સરકારી હુકમો અને કાયદાનો સવિનય અનાદર કરવા પડશે. અને કર આપવાનો બંધ કરવામાં આવશે. આ સોપાને પહોંચતાં પહોંચતાં સ્વરાજ્ય એની મેળેજ દોડ્યું આવશે.

આ વ્યાખ્યા સંક્ષિપ્ત છે. કલકત્તાના ખાસ બેઠકમાં લાલાજી નિશાળના બહિષ્કારની વિરૂદ્ધ હતા. અને ચિત્તરંજન કોર્ટ અને સ્કુલના બહિષ્કારની વિરૂદ્ધ હતા.

ત્રણ મહિના પછી નાગપુરમાં કોંગ્રેસ મળી. બે એક નાના ફેરફાર સાથે કલકત્તાના ઠરાવને ફરીથી મંજુર કર્યો. અને ઠરાવ્યું કે હિંદનું લક્ષ્ય સંપૂર્ણ સ્વરાજ્ય છે. સ્વરાજ્યની વ્યાખ્યા આપી નથી, પણ તે તો બધાયે સમજે છે. માત્ર એટલી વાત હતી કે અમારી મરજીમાં આવે તો અમે સામ્રાજ્યમાં રહીએ; નહિ તો ન પણ રહીએ. આ સબંધમાં એક વાત કહી દેવી જરૂરની છે કે જે લોક સામ્રાજ્યમાં રહેવાના ઉદ્દેશવાળા છે તેઓ કહે છે કે હિંદના બ્રિટન સાથે મળવાથી એક હિંદી બ્રિટિશ સામ્રાજ્ય ઉભું થશે અને આપણે પણ એક વિધાયક થઇશું, પણ અત્યાર એ પ્રશ્ન પણ અનિશ્ચિત છે કે સ્વરાજ્ય મળતાં તેનું સ્વરૂપ કેવું રહેશે (;)

નાગપુરની કોંગ્રેસ પછી આપણા ચરિત્રનાયક અસહકારના પુરંપુરા હિમાયતી થઇ ગયા. અને બીજા દિવસની બેઠકમાં તેમણે જાતે અસહકારનો ઠરાવ રજુ કર્યો. કેટલાક લોક તેમને ધિક્કાર દેવા માંડયો, પણ જ્યારે તેમણે ગદ્‌ગદ્ કંઠે કહેવા માંડયું કે, " જે હું આજે કહું છું તેને હાલ કાર્યમાં મૂકેલું બતાવીશ. મારી જીંદગીમાં કદી પણ વાણી અને કામમાં તફાવત રાખ્યો નથી અને રાખીશ નહિ. ત્યારે બધાયે તેમને ધ્યાનપૂર્વક સાંભળ્યા. અને તરતજ તેમણે વકિલાત છોડી. અંગ્રેજી ઢંગથી રહેવાનું છોડયું. બંગાળનું સિંહાસન ખાલી પડયું હતું. તેના અધિકારી તો પહેલાથીજ હતા પણ અભિષેક હવે થયો. તેમનો ત્યાગ અસાધારણ હતો આ ત્યાગ વિષે

અમૃત બઝાર પત્રિકાના તંત્રી સુપ્રસિદ્ધ દેશભક્ત મોતીલાલ ઘોષે લખ્યું છે કેઃ—

"હે દેશબંધુ ચિત્તરંજન! તમે પાંચ કરોડ બંગાળીઓમાં અમર થઇ ગયા છો, અમારામાંથી ઘણા કબરમાં જઇ લુપ્ત થઇ જશું અને ઘણા સ્મશાનમાં બળીને ભસ્મ થઇ જશું, પણ તમે રાજનૈતિક આકાશમાં ધ્રુવ તારાની પેઠે અચળ અને અટલ. આપની કીર્તિ ફેલાતી રહેશે. તમે પૂજનીય ભારતના આરાધ્ય દેવતા છો! તમારૂં પૂજન કરી હિંદીઓ પોતાને કૃતકૃત્ય માનશે. તેથી જ હે ચિત્તરંજન! તમને કરોડો પ્રણામ છે!

લંડન ટાઇમ્સમાં કલકત્તા વિશ્વવિદ્યાલયના કમીશનના સભાપતિ સર માઇકલ સેડલરે લખ્યું છે, "ચિત્તરંજનનો આ અદ્ભુત ત્યાગ જગતના ઇતિહાસમાં અતુલનીય છે. કોઈપણ દેશમાં કોઇપણ સમયે કોઇએ આટલા પૈસા પેદા કરી દેશના કામ માટે સર્વસ્વનું બલિદાન નથી કર્યું ભારતવાસીઓ તેમનું અનુકરણ કરી ધન્ય થશે."

બે વરસ પહેલાં ચિત્તરંજન ડુમરાવના રાજાના મુકદમામાં કામ કરતા હતા, ત્યારે એક સંન્યાસીએ કહ્યું હતું કે "તમે લગભગ એક વર્ષમાં આ ભોગ ઐશ્વર્યનો પરિત્યાગ કરીને સંન્યાસ ગ્રહણ કરશો" આ ભવિષ્યવાણી સાંભળી સૌ અવિશ્વાસથી હસ્યા હતા. પણ ભગવાન પણ તેમના આ મિથ્યા હાસ્ય ઉપર તે વખતે હસ્યા; અને તે વાણી સત્ય નીવડી! સ્વ. લોકમાન્ય બાલ ગંગાધર તિલક મહારાજે જણાવ્યું હતું કે "મને આશા છે કે એક દિવસ એવો આવશે કે દેશના ગૌરવ રૂપ ચિત્તરંજન પોતાની સમગ્ર શક્તિ દેશ સેવામાં લગાડી દેશે. અને તેનો સ્વદેશપ્રેમ જ્વલંત દીપકની પેઠે

હિંદીઓના પથનો પ્રદર્શક થશે." કલકત્તાની વિદ્યાર્થીઓની એક સભામાં મહાત્મા ગાંધીજીએ ભવિષ્યવાણી કરતાં જણાવ્યું હતું કે "હું જાણું છું કે તમે ચિત્તરંજનની આગેવાનીની રાહ જોઈ રહ્યા છો. મને આશા છે કે દેશના કામ માટે તમારા ચિત્તરંજન સર્વસ્વ ત્યાગીને અગ્રેસર થશે એવો સમય જલદીથી આવશે."

જે દિવસે તેમણે રાષ્ટ્રિય મહાસભાના આદેશ પ્રમાણે ત્યાગ સ્વીકાર્યો ત્યારે તેમના મનમાં અનાથ આતુરોની સેવા શી રીતે થશે એવો પ્રશ્ન ઉઠયો પણ બધું ભગવાનને આશરે સોંપતાં તેમણે એ સંબંધમાં ખુલાસો કરતાં એક સંબંધીને કહ્યું કે "શું કરૂં? તેના કરતાં એક વધારે મહાન કર્ત્તવ્યનો પોકાર પડયો છે હું ચિરંજીવ થઈને તો નથી આવ્યો, જેમની અત્યાર સુધી મેં સેવા કરી છે તેમને આપનાર શ્રીભગવાન બેઠા છે જીવનના બાકીના ભાગમાં માતૃભૂમિની સેવા કરીશ."

તેમના આદર્શનું અનુકરણ કરવા મહાત્માજીનું કથન સત્ય કરવા બંગાળાના સ્કુલ અને કોલેજના સંખ્યાબંધ વિદ્યાર્થીઓ તેનો ત્યાગ કરી રાષ્ટ્રિય વિદ્યાલયમાં જોડાવા લાગ્યા, આ વખતે સર આશુતોષ મુખોપાધ્યાયે જણાવ્યું કે "જો એક કરોડ રૂપીઆ હોય, તો હું કલકત્તા વિશ્વવિદ્યાલયને સરકારી મટાડી રાષ્ટ્રિય બનાવું" દેશબંધુએ પ્રત્યુત્તર વાળ્યો કે "જો તે સંબંધી વચન આપતા હોય, તો હું એક કરોડ રૂપીઆ એકઠા કરી આપું," પણ તેનો કંઇ સંતોષજનક જવાબ ન મળ્યો.

સ્વરાજ મંત્રની બંગાળને દિક્ષા આપવા ચિત્તરંજન ઠેકાણે ઠેકાણે ફર્યા. પ્રજા તેને માટે તૈયારજ હતી. જ્યાં જ્યાં તે ગયા, ત્યાં

ત્યાં પ્રજાએ ભવ્ય આવકાર આપ્યા. અને રાષ્ટ્રિય સંસ્થાઓ ઉભી થવા માંડી. ઢાકામાં રાષ્ટ્રિય કૉલેજ ચાલુ કરીને મૈમણસિંહ તરફ માર્ચ ૧૯૨૧ ની શરૂઆતમાં ચાલ્યા. ત્યારે ત્યાંના જોઇન્ટ મેજીસ્ટ્રેટે અંદર દાખલ થતા અટકાવવાનો હુકમ કાઢ્યો. કોંગ્રેસે તે વખતે સત્યાગ્રહને મંજુર કરેલો ન હોવાથી તેનો ભંગ ન કર્યો પણ તેમણે જે સંદેશ મોકલ્યો તે હજીએ આપણા કાનમાં ગુંજી રહે છે. " આપણા દેશમાં આપણી સાથેની ગુલામ પેઠે વર્તન ચલાવવામાં આવે છે. સ્વરાજ વિનાની જીંદગી અસહ્ય છે. " ટેંગલ જઇને ત્યાંના પ્રતિષ્ઠિત મુખત્યાર શ્રી અમરેન્દ્રનાથ ઘોષ જેમણે મુખત્યારી છોડી દઇને દેશસેવા માટે જીવન અર્પી દીધું હતું, તેમને ઘેર ઉતરી તેમણે એક આપવાનું આપ્યું. ત્યાંથી કુરિટયામાં જમીનદાર વાજીદઅલીના વિશાળ આંગણામાં ભાષણ આપ્યું જમીનદારે ખેડુતો અને મજુરો માટે અન્નભંડાર ખોલવાનો નિશ્ચય કર્યો અને રાષ્ટ્રિય મહાવિદ્યાલય ચાલુ કર્યું. ત્યાંથી મુસલી બજાર હરિગંજ વગેરે સ્થળે થઇ સીલહટ ગયા. ત્યાં આપેલું ભાષણ આગળ આ પુસ્તકમાં આપ્યું છે. પછી કુમિલ્લા થઇ ને ચટગામ પહોંચ્યા. તેમનું ભાષણ સાંભળવાને ઇ. બી. આર. કારખાનાના કર્મચારી પોતાની સ્પેશ્યલ ટ્રેનમાં આવીને દેશબંધુની જય પોકારી સભામાં હાજર થયા બંગાળના રાજનૈતિક ઇતિહાસમાં આ એક નવી વાત હતી.

આ પ્રમાણે ભાષણો આપવાની પૂર્વ બંગાળાની લાંબી મુસાફરી પુરી કરી ચિતરંજન બારિસાલમાં પ્રાંતિક કૉન્ફરન્સમાં હાજરી આપવા આવ્યા, ત્યાં તેમણે કહ્યું છે કે સ્વરાજ આપણો જન્મ સિદ્ધ હક્ક છે. સાર્વીય અક્ષીલ છે. જ્યારે તમે તપશ્ચાત્તે તપાસ

ત્યારે અંતર બહારથી તમે સ્વતંત્ર થએલા જોશો. આપણે કેળવણી વેપાર અને રાજ્યાધિકાર માટે પરાવલંબી છીએ, એજ ગુલામીની નિશાની છે. તે ઝુંસરી આપણે ફેંકી દેવી જોઇએ. આપણે બ્હેનો અને માતાઓને વસ્ત્રો પણ પહેરાવી શકતા નથી. કેટલું ઘૃણાજનક છે! આપણે હાલમાં ગુલામ જેવા છે તેને બદલે સ્વાધીન માણુસ થવું જોઇએ, સ્વરાજ માટેની આ શાંતિમય લડત છે કોઇની તરફ જરાયે દ્વેષની લાગણી નથી."

એપ્રિલ ૧૯૨૧ માં ચિત્તરંજન કલકતા આવ્યા અને મહિનાની આખરમાં બેઝવાડાની ઓલ ઇન્ડીઆ કોંગ્રેસ કમિટીમાં હાજરી આપવા ગયા. ચિત્તરંજને બેઝવાડાનો કાર્યક્રમ પારપાડવા બંગાળમાં ગામેગામ ભાષણ આપવા માંડયા. મોડરેટ છાપાઓ, સરકારી તેમજ અર્ધ સરકારી છાપાઓએ તે કાર્યક્રમ માણુસની શક્તિ બહારનો ઠેરવ્યો; પણ અંતે જુલાઇ ૧૯૨૧ પહેલાં તો તિલક સ્વરાજ્ય ફંડમાં એક કરોડ કરતાં વધુ રૂપીઆ થઇ ગયા અને બીજા બે અંગ પણ પાર પાડવામાં આવ્યા હતા.

આ અરસામાં ચાંદપુરવાળો કિસ્સો બન્યો. ચાહના બગીચાના મજુરોની હાડમારી હદ બહારની વધી ગઇ હતી. તેમને પુરતો ખોરાક મળતો ન હતો. અને પશુની પેઠે વર્તન ચલાવવામાં આવતું હતું. અને તેમની બ્હેનો અને માતાઓને યુરોપીઅન મેનેજર તરફથી વારંવાર નિર્લજ વ્યવહાર સહન કરવો પડતો હતો. આથી તેમણે પોતાને વતન પાછા ફરવાનો ઠરાવ કર્યો, ૧૯૨૧ ના મેની શરૂઆતમાં આસામના ઘણા બગીચામાં મજુરોએ માલેકો તેમજ ડેપ્યુટી કમિશનરની ઘણી સમજુતી કરવા છતાં હડતાલ પાડી અને કરીમગંજ

જવા માટે બગીચા છોડયા. અર્ધભૂખ્યા, અર્ધનગ્ન અને ચિંતાથી ઘેરાએલા સ્ત્રી, પુરૂષ બાળકોના ટોળા ભેગા મળવા લાગ્યા. તેમની કરૂણાજનક દશા જોઇ ત્યાંના નાગરિકોએ તેમને અન્ન, વસ્ત્ર પુરાં પાડવા માંડયા અને તે મજુરો માટે વ્યવસ્થા કરવા માંડી પણ રેલ્વે સત્તાધિકારીઓએ તેમને ટીકીટ આપવા ના પાડી. તેમના મનમાં એમ હતું કે જો ભુખમરાની સામે થવું પડે અને દેશમાં જવાની ટીકીટ નહી મળે, તો તેઓ પાછા કામ ઉપર ચડે; પણ તેમણે ત્યાં ગંભીર ભૂલ કરી, બગીચાનું વતન લાંબો સમય સુધી સહન કર્યા પછી કાયમનો નિશ્ચય કરીનેજ તેઓ નીકળ્યા હતા. સરકાર તરફની મદદ મળતાં અન્ન વગેરે લેવાને તેઓ મેનેજરના મળતીઆ હશે એ બીકે ના પાડી; કરીમગંજના લોકોની વિનંતિથી મિ. જે. એમ. સેનગુપ્તા ત્યાં ગયા અને ટ્રાફીક મેનેજર ઉપર અન્યાયી હુકમ ખેંચી લેવા તાર કર્યો. હુકમ પાછો ખેંચી લેવાયો અને બધા ચાંદપુર આવ્યા. સરકારે તેમને માટે કોઇપણ જાતની વ્યવસ્થા કરી આપવા ના પાડી.

નિરાધાર મજુરોને તેમના ભાગ્યની દયા ઉપર છોડી દેવામાં આવ્યા અને તેનું પરિણામ તો ધાર્યા પ્રમાણેજ આવ્યું. મેની ૨૦ મીની મધરાતના સુમારે સૌથી વધારે કમકમાટી ઉપજાવે તેવો પ્રસંગ બન્યો. ગુરખાઓની ટોળી સ્થાનિક અધિકારીઓના ઉત્તેજનથી ભૂખમરા અને રોગથી મરતા નિર્દોષ સ્ત્રીપુરૂષ અને બાળકો ઉપર તુટી પડી. સ્થાનીક મેજીસ્ટ્રેટ અને કમીશનરના આનંદ વચ્ચે તેમણે મજુરોને રેંસી નાંખ્યા. જો દેશના નાયકો ત્યાં વખતસર ન પહોંચ્યા હોત, તો પ્રજાનું લોહી એટલું ઉકળી રહ્યું હતું કે ભયંકર રમખાણ

થાત, આ કમનસીબ બનાવની ચિતરંજનને તારથી ખબર આપવામાં આવી હતી. અને જેમ બને તેમ જલદીથી આવવા વિનંતિ કરી હતી: પ્રાંતિક સભા તરફથી ૫૦૦૦) રૂ. નિરશ્રિત મજુરોની મદદ માટે મંજુર કર્યા. રેલ્વે કામદારોએ આ ભયંકર કૃત્ય માટે હડતાલ પાડી. ચિતરંજન ગોવાલુંડોથી ચાંદપુર જવા બોટમાં બેઠા, પદ્મા ભયંકર રીતે તોફાને ચડી હતી અને ચિતરંજનના મિત્રોએ જણાવ્યું કે આ સમયે મુસાફરી કરવી સલાહકારક નથી, તેમને પાછા વાળવા પ્રયત્ન થયો, પણ વ્યર્થ. તેમનું હૃદય મજુરોની દશાથી હચમચી ઉઠયું હતું અને તેમને ઘેર પહોંચાડવા તેમણે જવું જરૂરનું હતું, તોફાનમાં ડુબી જવાનો ભય હતો પણ કર્તવ્યના માટે જીંદગી કુરબાન હતી. આ જોખમ ભરી સફરમાં શ્રીમતી વાસંતી દેવી તેમની સાથેજ હતા. તોફાનમાંથી ડુબી જતાં બચીને ત્યાં પહોંચી સ્પેશીએલ સ્ટીમરમાં મજુરોને ગોઆલુન્ડો પહોંચાડવાની વ્યવસ્થા કરી કલકતા પાછા ફર્યા.

અસહકારનું પ્રથમ પગલું બરાબર પાર પડયા પછી કોંગ્રેસની વર્કીંગ કમીટીની સભા કલકત્તામાં સપ્ટેમ્બરની શરૂઆતમાં બીજો કાર્યક્રમ નક્કી કરવા મળી. પરદેશી કાપડનો બહિષ્કાર કરવાનો ઠરાવ કરવામાં આવ્યો. કાંતવા પીંજવાની કળા લોકોને આવડવી જોઇએ. અને તે પોતાના પગ ઉપર ઉભા રહેતા થઈ જાય તેમ કરી શકાય, તોજ શકય હતું. આ માટે દેશને ધીમે ધીમે તૈયાર કરવામાં આવતો હતો, તે વખતે સત્તરમી નવેમ્બરે પડેલી સંપૂર્ણ હડતાલ જોઇ અંગ્રેજો અને એંગ્લો ઇન્ડીઅનો કોંગ્રેસની સત્તા જોઇ ચમકી ગયા. અને બળી જવા લાગ્યા. અને આમ ખુદ રાજ્યાધિકારીઓએ

એંગ્લો ઈન્ડીઅન પત્રોપરથી દોરવાઇને નવંમ્બરના છેવટમાં કોંગ્રેસ તેમજ ખિલાફતના વોલંટીઅરની ટુકડીને ગેરકાયદેસરની ઠરાવી. મુંબઇમાં મળેલી કમિટિએ ઠરાવ કર્યો કે સરકારના ગમે તેટલા વિરોધ છતાં વોલંટીઅરોની ટુકડીઓ ચાલુ રાખવી અને દરેક કોંગ્રેસવાદીને પોતાનાં નામ વોલંટીઅર તરીકે નોંધાવવા વિનંતિ કરી. કલકત્તા જઇ ચિત્તરંજને પ્રાંતિક મહાસભા સમિતિની સભા ગોઠવી. તેમાં બધી સત્તા ચિત્તરંજનને આપવાનું નક્કી કર્યું. ચિત્તરંજને વોલંટી-અરોને દુકાને દુકાને સ્વદેશીની તેમજ ૨૪ મી ડિસેમ્બરે હડતાલ પાડવાની હિમાયત કરનાર વિનંતિ કરવા મોકલ્યા. વોલંટીઅરોને પકડવામાં આવશે એમ આગળથી ગણત્રી થએલી; તે છતાં પોતાના પુત્ર ચિરરંજનને પણ સાથે મોકલ્યો. ચિત્તરંજન સહૃદયી પિતા છે. હૃદય વાત્સલ્યની ભરેલું છે. છતાં તેને છ મહિનાની સખત કેદની સજા સાંભળી જરાએ ડગ્યા નહિ; કારણકે તેમનો પુત્ર ન્યાય અને સત્યને માટે દુઃખ ખમવાનો હતો. તેમણે નીચેનો સંદેશો મોકલ્યો:—

સ્વતંત્રતાને માટે જેમણે સહન કર્યું છે, સહન કરે છે અને કરવાને તૈયાર છે તેમને હું શું કહું ? હું તેમને માટે એક ફારસી કવિનો સંદેશો જણાવીશ.

સત્ય પ્રેમ અને હિંમત એટલુંજ તમે જાણજો, એટલુંજ યાદ રાખજો સાકીએ પૂછ્યું કે વિશ્વાસ, ધીરજ, અને કઠણ કસોટીની વેળાએ લથડશે, મંદ પડશે, કે નિષ્ફળ નીવડશે કે જીંદગીની કસોટીની આગમાંથી ઉમદા શુદ્ધ થઇને બહાર આવશે ?

"ભલે આકાશ તૂટી પડે, હું તેમને નહિ છોડું." યુવકે જવાબ દીધો. સાકીએ કહ્યું, ત્યારે તારો માર્ગ યજ્ઞમાર્ગ છે. દેશની

કૃતજ્ઞતા છે અને વિજય છે. આવી હિંમત આવી અડગ હિંમત બધાની સગર્વ હિંમત હો !

જીવનના સંગ્રામને તે જીતે છે, આત્માની સ્વાધીનતા મેળવે છે એટલુંજ નહિ, પણ મનુષ્યની ઉંચામાં ઉંચી અને ઉમદામાં ઉમદા બક્ષીસ છે. તો હે પ્રભુ ! આ પ્રેમ અને પ્રકાશની ભૂમિમાં હિંમતની બક્ષીસ આપ. ”

ચિતરંજનને પકડયા તેને બીજે દિવસે શ્રીમતી વાસંતીદેવી ઉર્મિલાદેવી, સુનીતિદેવી વગેરે વાલંટીઅરને દોરી રહ્યા. અને મોટરમાં હેરીસનરોડ અને કોલમ સ્ટ્રીટ જ્યાં ભેગા મળે છે ત્યાં સુધી પહોંચ્યા; અને ત્યાંથી ઉતરી દરેકને ખાદી પહેરવા, પરદેશી વસ્ત્રોનો ત્યાગ કરવા અને નામદાર શાહજાદાના સ્વાગતનો બહિષ્કાર કરવા ૨૪ મી ડિસેમ્બરે હડતાલ પાડવા વિનવવા લાગ્યા. ત્યાંથી પાછા ફરી મોટર આગળ આવ્યા ત્યારે તેમને પકડવામાં આવ્યા. અને જોરાસંકો પોલીસ સ્ટેશન ઉપર લઇ જવામાં આવ્યા. ત્યાંથી તેમને પ્રેસીડેન્સી જેલમાં લઇ જવામાં આવ્યા અને મધરાતે જ્યારે તેઓ લગભગ નિદ્રાવશ હતા; ત્યારે તેમને કશી પણ ખબર આપ્યા વિના છોડી મૂકવામાં આવ્યા. તેમણે મોકલેલો સંદેશો અહીં આપવા યોગ્ય છે.

“ અમે જેલમાં જવાની પુરેપુરી તૈયારી કરીનેજ બહાર પડયા હતા. જ્યારે અમારા પુત્રો યશગૌરવ સાથે જેલમાં જાય, ત્યારે અમને બહાર રહેવું સજા જેવું હતું. અમે અમારી બ્હેનોને અધુરૂં રહેલું કામ પુરૂં કરવા વિનંતિ કરીએ છીએ. તેમણે ભૂલવું ન જોઇએ, કે તેમનું સ્થાન પણ જે ભાઇઓ અને બ્હેનો જેલમાં છે તેમની

વચ્ચે છે. તેમને એમજ લાગતું જોઇએ કે ગુલામી દશાની હવા લેવા કરતાં તેઓ જેલમાંજ વસી રહ્યા છે. સરકારી શાળાના વિદ્યાર્થીઓને અમે શાળા તેમજ કૉલેજોનો ત્યાગ કરીને ભેગા મળીને સ્વતંત્રતાના યુદ્ધમાં ભાગ લેવા વિનવીએ છીએ. "હમણાંજ અથવા કદી નહિ" એ અમારો છેલ્લો સંદેશો છે. આ લડત ક્રાંતો વિજય અપાવશે અથવા મૃત્યુને શરણુ લઇ જશે. પણ તે બંને યશભાગ છે. આ ગુલામી વધુવાર ન જોઇએ. "ક્રાંતો જીવન અથવા મોત."

દાસ કુટુંબની ત્રણ સ્ત્રીઓને પોલીસ ચોકીમાં લઇ જવાની બાતમી વીજળી પેઠે કલકત્તામાં પ્રસરી રહી અને લોકોનાં ટોળે ટોળાં બડાબજાર તરફ જવા લાગ્યાં. પાંચ પાંચ સ્વયંસેવકોની ૨૬ ટુકડી ખાદી વેચવાને તેમજ ૨૪ મી તારીખે હડતાલ પાડવાને વિનવવા કોંગ્રેસ ઑફિસમાંથી નીકળી પોલીસને હાથ પકડાવાની દરેકને ઇચ્છા હતી તેમાં ઘણાને નિરાશા મળી. પોલીસ ચોકીમાં જગા ન હોવાથી વધારે લોકોને પકડવું શક્ય નથી તેવું તેમને જણાવવામાં આવ્યું.

બાબુ શ્યામસુંદર ચક્રવર્તી શ્રીમતી દાસના પકડાવાની ખબર મળતાંજ શ્રી૦ દાસ પાસે ગયા અને ખબર આપી. દેશબંધુએ શાંત ચિત્તે તે સાંભળી એટલામાં કોઇએ કહ્યું કે તેમને છોડાવવામાં આવશે. ત્યારે તેમણે કહ્યું, "તેને ઘેર પાછી વળેલી જોઇ મને અત્યંત ખરાબ લાગશે."

બડાબજાર તરફ જનાર લોકોને ઘર તરફ પાછા ફેરવવાનુંજ ઠીક જણાયાથી કોંગ્રેસના આગેવાન કામ કરનારાઓ ત્યાં જઇ પહોંચ્યા. અને લોકોને ઘેર જવા સમજાવ્યા. ઉર્મિલાદેવીની કન્યાને પણ તેમણે ઘેર મોકલી. તે દિવસે કોંગ્રેસની ઓફિસમાં સ્વયંસેવક તરીકે નામ નોંધાવવા નાના મોટા સ્ત્રીપુરૂષોના ટોળે ટોળા જવા લાગ્યા.

શ્રીમતી દાસ, ઉર્મિલાદેવી તથા તેમની ભત્રીજી સુનીતિદેવી આનંદથી તુરંગમાં ગયાં. પરંતુ આનંદ વધારે વાર નહતો. જે દિવસે પકડવામાં આવ્યા, તેજ દિવસે મધરાતે તેમને છોડી મુકવાનો સરકારનો હુકમ આવ્યો. હુકમ લઇને અધિકારી આવ્યા, ત્યારે તો આ વીર માતા અને વીરપત્ની તો સૂઇ ગયાં હતાં. તેમને ઉઠાડયા અને જણાવ્યું કે સ્વયંસેવકો વિના તમને ત્રણને છોડી મૂકવાનો સરકારનો હુકમ છે. ત્યારે તેમણે પોતાના સાથીઓ વિના પાછા જવાની ના પાડી. પણ અધિકારીએ પોતાની શક્તિ બહારની વાત જણાવી કહ્યું કે તમને છોડવાનો જ હુકમ છે ત્યારે મોટી નારાજી સાથે જડ જેવા બનીને ઘેર આવ્યા.

શ્રીમતી દાસને પકડવામાં આવ્યાં છે એવી ખબર મળતાં મહાત્માજીએ દેશબંધુ ઉપર અભિનંદન આપનારો તાર મોકલી જણાવ્યું કે " તમે હાલમાં જે માર્ગ સ્વીકાર્યો છે, તે માટે હું તમને અભિનંદન આપું છું. તમારી પત્ની અને બ્હેનને માત્ર પચાસ બંગાળી સ્ત્રીઓનો ટેકો મળ્યો કે સ્વરાજ્ય મળ્યુંજ સમજો. સંપૂર્ણ રીતે શાંતિ જાળવવામાં આવશે એવી મને આશા છે."

શ્રીમતી દાસ ઇ. ની ધરપકડથી શું પરિણામ આવ્યું છે તે તો આખો દેશ જાણે છે. ને સંબંધી શ્રી૦ ઉર્મિલાદેવીએ વર્તમાનપત્રના પ્રતિનિધિ આગળ રજુ કરેલ અભિપ્રાય વાંચકોથી અજાણ્યા નથી.

જેલમાં જઇને આવ્યાને બીજેજ દિવસથી તેમનું કામ ચાલુ હતું. તેમનો દાખલો લઇ કેટલીયે કુલીન બંગાળી સ્ત્રીઓ ખાદી વેચવા તેમજ હડતાળ પાડવાને વિનવવા નીકળી પડી. સ્વયંસેવકોને પકડવામાં આવ્યા, પણ સેવિકાઓને પકડવામાં ન આવી. ત્યાર પછી

શ્રીમતી દાસે પોતાનો મોરચો કૉલેજો તરફ ફેરવ્યો. અને કૉલેજોમાંથી વિદ્યાર્થીના ટોળેટોળા બહાર નીકળી સ્વયંસેવક તરીકે પોતાના નામ નોંધાવવા લાગ્યા.

તા. ૮ મી ડિસેમ્બરે બંગાળ ઇલાકાના નેકનામદાર ગવર્નર લૉર્ડ રોનાલ્ડશે બંગાળાની પરિસ્થિતિ સંબંધી વિચાર ચલાવવા દે૦ દાસને આમંત્ર્યા, અને દાસ ગયા. બંને પક્ષ તરફથી લાંબા વખત સુધી ચર્ચા ચાલી. પણ કોઇ પણ નમતું આપે તેમ જણાયું નહિ. મુલાકાતનું વર્ણન વાઇસરોય સાહેબને ગવર્નર સાહેબે મોકલ્યું અને એવો નિશ્ચય થયો કે દેશબંધુને પકડવા.

તા. ૧૦ મી ડિસમ્બરે સાંજે દે૦ દાસ પોતાના મિત્ર શ્રી૦ સસમલ સાથે ચહા પી રહ્યા હતા, ત્યારે કારાગૃહવાસનું આમંત્રણ આપવા ડેપ્યુટિ કમિસ્નર તેમજ તેમના હાથ નીચેના કેટલાક અધિકારીઓ આવી પહોંચ્યા. આ પ્રસંગે કોઇના પણ ચહેરા ઉપર જરા પણ દુઃખ કે શોકની છાયા જણાઇ નહિ. દેશબંધુ તેમજ શ્રી૦ સસમલ પોલીસ અધિકારીઓની સાથે જવાને નીકળ્યા. ત્યારે પોતાનો આનંદ ઉત્સાહ પ્રદર્શિત કરવા માટે શંખાદિવાદ્ય વગાડી વીરાંગના પેઠે પોતાના પરાક્રમી પતિરાજને વિદાય આપી.

થોડાજ દિવસ પહેલાં લૉર્ડ રોનાલ્ડશે જનસમાજને એવો સંધ્યારો આપ્યો હતો કે રાષ્ટ્રિય મહાસભા થતાં સુધી શ્રી૦ દાસને પકડવામાં નહિ આવે. અને ત્યાર પછી પણ જ્યાં સુધી તેઓ બરાબર વર્તન ચલાવશે, ત્યાં સુધી કંઇ કરવામાં નહિ આવે. પણ વાઇસરોય સાહેબે આપેલા એક ભાષણમાં ગર્જના કરી હતી કે "વખત આવતાં જરૂર પડે દેશના મોટામાં મોટા આગેવાનને પકડવામાં આવે

પશ્ચાત પડીશું નહિ." આ ગર્જના તેમણે શ્રી૦ દાસ, ગાંધીજી વગેરેને પકડીને ખરી પાડી છે. રાષ્ટ્રિય મહાસભાની બેઠકને હવે પંદર દિવસની મુદત હતી. તેથી તેને માટેનું પોતાનું ભાષણ તૈયાર કરવા ગુંથાયા હતા.× આ ભાષણ પાછળથી મહાત્મા ગાંધીજીએ બહાર પાડયું હતું.

દેશબંધુને ત્યાર પછી લાલબઝાર પોલીસચોકીમાં લઇ જવામાં આવ્યા. દેશબંધુના મુકર્દમાની તારીખ એક ઉપર એક પડવા માંડી. આથી પ્રજાએ તેમને પ્રમુખપદે નીમેલા તેને બદલે શ્રી૦ અજમલખાનજીને નીમવાનું નક્કી કરવું પડયું.

દેશબંધુ પકડાયા પછી બંગાળામાં ચળવળ મંદ પડવાને બદલે ઉલટી વધી. વાસંતીદેવી હામ તેમનું કાર્ય ઉપાડી લીધું. તેમણે રાષ્ટ્રિય મહાસભામાં હાજરી આપવા ઇચ્છા રાખેલી; પણ બંગાળામાં તે વખતે તેમની અગત્યતા વધારે જણાયાથી ત્યાં ન જતાં કલકત્તાજ રહ્યાં. અને વીરતા ભર્યો સંદેશો મોકલ્યો. આ સંદેશો શ્રી. સરોજની નાયડુએ વાંચી સંભળાવ્યો હતો તે દરેક જણ જાણે છે. બંગાળામાં પકડાપકડીની ચળવળ પુર બહારમાં ચાલી રહી.

તા. ૨૦ મી જાન્યુઆરીએ અલિપુર સીવીલ જેલમાં તેમના ઉપર ક્રીમીનલ લૉ એમેન્ડમેન્ટ ની ૧૭ મી કલમ પ્રમાણે આરોપ મૂકાયો. જો તેમણે બચાવ કરવા ધાર્યો હોત, તો તેમના જેવા કાયદાના ધુરંધર પંડિતને શી મુસ્કેલી પડત! તેમની ઉજ્જવળ કારકિર્દીથી વાંચકો પરિચિત હોવાથી તે સબંધી લખવાની જરૂર નથી. અંતે ૧૪ મી ફેબ્રુઆરીએ તેમને છ મહિનાની કેદ મળી, ત્યાર

× આ ભાષણ અમે પાછળ પરિશિષ્ટમાં આપ્યું છે.

પછીજ સરકારને નહિ પણ પ્રજાની જાણ માટે સ્ટેટમેન્ટ બહાર પાડયું તેમાં તેમણે સરકારના અન્યાયીપણાની અને ભજવાએલા ન્યાયના નાટકની પોલ ઉઘાડી પાડી છે.

દેશબંધુને અલીપુર જેલમાં લઇ જવામાં આવ્યા. ત્યાર પછી તેમની પ્રકૃતિ અસ્વસ્થ થવાના સમાચાર મળ્યા હતા. પણ તેમની પ્રકૃતિ સુધર્યાના સમાચાર મળ્યા છે. હમણાં તેમણે દાઢી વધારી છે. આખો દિવસ વાંચવામાં તેમજ લખવામાં કાઢે છે. "હિંદી રાષ્ટ્રિયત્વ" ઉપર તેઓ પુસ્તક લખી રહ્યા છે.

દેશબંધુની જેલની મુદત તા. ૧૩ મી ઓગષ્ટે પુરી થાય છે પણ સરકારે કોઇને પણ આગળથી ખબર આપ્યા સીવાય અણુધાર્યા તેમને તા. ૯ મીની સાંજે જ્યારે તેઓ ભોજન લેવાની તૈયારી કરતા હતા ત્યારે છોડયા છે. શ્રી૦ ચિતરંજન દાસ ત્યાં આવ્યા હતા બંગાળામાં તેમના દર્શન માટે ટોળેટોળા ઉભરાઇને જાય છે અને પુષ્પવૃષ્ટિ કરે છે. સવિનય ભંગ કમિટીને તેમની સલાહ બહુ ઉપયોગી થઇ પડશે એમ દરેક વાચક કહી શકશે. તેમને હવે પછી મળનારી રાષ્ટ્રિય મહાસભાના પ્રમુખ નીમવાની ઘણે ઠેકાણેથી ભલામણ થઇ છે.

કામ બહુ મુસ્કેલ છે. માર્ગ કંટકમય છે. પગલે પગલે ભયાનક વિઘ્ન છે. આપણાં પુરાણો કહે છે કે જ્યારે કોઇ તપ આદરે છે, ત્યારે તેમાંથી ભંગ પડાવવા અનેક વિઘ્ન નડે છે, અત્યારે તેવોજ સમય છે. રાષ્ટ્ર સંઘોનો માર્ગ ભયંકર થઇ રહ્યો છે.

એક બાજુથી પ્રલોભનો આપવામાં આવે છે. અપ્સરાઓ તો આવતી નથી, પણ ધન, સંપત્તિ, વૈભવ અને અધિકારના પ્રબળ

પ્રલોભનો બતાવાય છે. કેટલાયે તેમાં ફસ્યા છે. સુરેન્દ્રનાથ બેનરજી, જગતનારાયણ, ચિંતામણિ વગેરે સરકારના પ્રધાન છે; સપ્રુએ હાલમાં રાજીનામુ આપ્યું છે. અને શર્મા કાઉન્સીલના મેમ્બરો છે. લોર્ડ સિંહા ગવર્નર હતા. અને કોના નામ ગણાવે? લાલા હરકીશન જેવા મનુષ્યે જેની બેંકનો અંગ્રેજોએ નાશ કર્યો હતો, જેને પંજાબના અત્યાચાર વખતે ઘોર અપમાન અને કષ્ટ પહોંચાડવામાં આવ્યું હતું. તે સરકારના મંત્રી બન્યા છે.

જે તેમાં ન ફસ્યા તેમના ઉપર દમનનીતિના દોર ચાલી રહ્યા છે. કોઈને ભાષણ કરવાની મનાઈ. તો કોઈને જેલજાત્રા, તો કોઈને કાળાપાણીની સજા થાય છે. ઘરડાં તેમજ બાળક દરેકને પકડવામાં આવે છે. સરકાર આ પ્રમાણે સતાવી રહી છે. બીજી બાજુથી પ્રજાની પણ પુરી મદદ નથી. કેટલાક પોતાને ઉદાર પક્ષના માને છે. તેઓ સરકારની ઘંટીએ બેસીને તેના ગુણગાન ગાય છે. વિપિનચંદ્ર પાલ જેવા રાષ્ટ્રિય સ્તંભ દૂર જઈ બેઠા છે.

આ પરીક્ષાનો સમય છે. આ સમયે જે મનુષ્ય નિર્ભય અને અટલ રહી પ્રલોભન અને દમનનીતિને તુચ્છકારી રાષ્ટ્રિય વેદી ઉપર પોતાનું સર્વસ્વ બલિદાન કરવા તૈયાર છે, રાષ્ટ્રિય કલ્યાણ માટે પોતાના સુખદુઃખ ભુલવા તૈયાર છે, અને જે પોતાને દેશનો અનન્ય સેવક સમજતો હોય, તેજ નેતા થઇ શકે છે. દેશને વિશ્વાસ હતો કે ચિત્તરંજન તેવાજ નીવડશે, અને તે શબ્દો આજે સાચા પડયા છે.



# પરિશિષ્ટ.

## મહાસભાનું ભાષણ.

સ્વાગત મંડળના પ્રમુખ સાહેબ, અને મહાસભાના પ્રતિનિધિ ભાઇઓ:—

છુરીકસી જોડેના આપણા ઝઘડામાં એક કટોકટીની પળે આપણે આવી પહોંચ્યા છીએ, અને આપણામાંથી દરેક જણે આપણા અંતર તપાસીને આપણી જાતને આ સવાલ પુછવો ઘટે કે "ચાલુ લડતમાં હું શું હિંદની તરફેણમા છુ ?" હું તો હિંદની તરફેણમાં છું, તેથીજ તમારૂં સર્વાનુમતે નિમંત્રણ મેં સ્વીકાર્યુ. મારામાં તમારા વિશ્વાસ માટે તમારો આભાર માનું છું, પણ હું તમને ચેતાવું છું, કે મારે તમને બીલકુલ દુનીયાદારીનું ડહાપણ આપવાનું નથી. સરકારના ગુસ્સાનું પુરેપુરૂં બળ ઝીલી રહેલ શહેરમાંથી હું આવું છું. હું માનું છું તેમ, ના યુવરાજને લોકો પાસેથી બળજોરીથી આવકાર અપાવવા માટે રાજદ્વારી જીવનને ગુંગળાવી નાખવાનાં પગલાં લેવાયાં છે; પણ તા. ૨૪ મી ડિસેમ્બરના રોજ ના. યુવરાજને આવકાર કલકત્તાનો કારાગૃહમાંનો આત્માજ દેશે. કલકત્તામાં હમણાંજ શરૂ થયેલી લડતમાંથી હું વિશુદ્ધ અને નમ્ર થઇને આવુ છું, અને જો મારી પાસે જરા પણ દુનીયાદારીનાં ડહાપણ આપવાનાં ન હોય, તો નિદાન હું તમારી સમક્ષ નિઃસીમ ઉત્સાહ અને આ લડતને પાર ઉતારવાનો મક્કમ નિશ્ચય તો આણું છુંજ.

હું ધારૂં છું કે શરૂઆતમાંજ ચાલુ લડત સંબંધી આપણી વલણ આપણે મુકરર કરવી ઘટે. આપણું ધ્યેય શું છે? આપણે કઇ તરફ જઇએ છીએ? હું ધારૂં છું કે ઘણા ખરા લોક સંમત થશે કે આપણે પરદેશી ધુંસરીમાંથી, પરદેશની દખલમાંથી મુક્ત થવા મથીએ છીયે. છતાં "સ્વતંત્રતાના" અર્થને આપણે

બરાબર સમજીયે તો સારૂં. પ્રથમ તો તેમાં હરેક અંકુશની ગેરહાજરી આવેજ નહિ. મારા પડોશીના પૈસા ચોરવાની કે મારા પડોશીની જમીન પર પગ મુકવાની મને મનાઇ કરવામાં આવે એટલે સ્વાભાવિકજ મારી હિલચાલ ઉપર એક અંકુશ થયો [illegible] ત્રતા તથા લોકમરજીની મદદવાળા તેવા અંકુશ વચ્ચે વિરોધ છેજ નહિ. બીજું સ્વતંત્રતા એટલે આધીનતાના ખ્યાલની ગેરહાજરીજ એવું કાંઇ છેજ નહિ. જ્યાં લગી આપણે સમાજમાં રહીયે અને સમાજના સંરક્ષણની જરૂર રાખીયે, ત્યાં સુધી આધીનતા તો હોવીજ જોઇએ; અને સ્વતંત્રતા તથા લોકો જેને રાજીખુશીથી સહન કરે છે એવી એ આધીનતા વચ્ચે ખાસ વિરોધજ હોય એવું છેજ નહિ પણ જો કે સ્વતંત્રતા અને અંકુશ વચ્ચે તથા સ્વતંત્રતા અને આધીનતા વચ્ચે ખાસ વિરોધ છેજ નહિ, તો પણ યાદ રાખવું ઘટે કે સ્વતંત્રતાની આડે નહિ આવનાર અંકુશ તેજ હોઈ શકે કે જેની પાછળ લોકની અનુમતિ હોય અને સ્વતંત્રતાને અનુકુળ આધીનતા તેજ હોઇ શકે કે જેને લોક પોતાનાજ સંરક્ષણ માટે રાજીખુશીથી સહે.

## સ્વાતંત્ર્ય એટલે શું ?

ત્યારે સ્વાતંત્ર્ય એટલે શું ! એની વ્યાખ્યા આપવી અશક્ય છે, છતાં પણ એવી સ્થિતિ, એવી પરિસ્થિતિ, કે જેથી પ્રજા પોતાનું વ્યક્તિત્વ સમજે અને પોતાનું ભવિષ્ય બાંધે. મનુષ્ય જાતના ઇતિહાસમાં એવાં ઘણાં ઉદાહરણો છે જે બતાવે છે કે પ્રજાઓએ સ્વાતંત્ર્ય માટે શું કીધું હતું અને પોતાનું રાષ્ટ્રિયત્વ જાણવા શા પગલાં ભર્યાં હતાં. આપણે અત્યારનાજ જો દાખલા લઇએ તો ફીન્લેન્ડ, પોલેન્ડ, આયરલેન્ડ, ઇજીપ્ત અને હિંદ જુઓ. દરેક દેશે પોતાની

ઉપરની વિદેશની ધુસરીની સામે અવાજ કર્યો છે. આ દેશનો ઇતિહાસ એક સરખોજ છે. પહેલાં તો સુધરેલી જીત સામે વિરોધ છે. બીજું રાષ્ટ્રિય કેળવણી માટે ભાવના છે અને છેલ્લે એવી ઇચ્છા પ્રગટ થઈ છે કે પોતાનું રાજ્યતંત્ર બીજાના વચ્ચે પડયા વગર પોતે ઘડવું.

માટે આપણે એવાં સ્વાતંત્ર્ય માટે ઉભા થયા છીએ કે જેથી આપણે આપણાં વ્યક્તિત્વનો વિકાસ સાધીએ, આપણું ભવિષ્ય આપણી પોતાની રીતે સાધીએ અને પશ્ચિમાત્યોએ આપણને જે શિખવવાનું છે તેના તરફ ધ્યાન ન દઇએ. પણ અહીં એક અવાજ વચ્ચે પડે છે.

## ડૉ. કવિ રવિન્દ્રનાથ ટાગોરનો.

તેઓ કહે છે—"પાશ્ચિમાત્ય સુધારણા આપણે આંગણે આવી પહોંચી છે. આપણે તે તરફ એટલા અનુદાર થવું કે તેના તરફ પીઠ ફેરવવી? અને આપણે એમ નહિ માનવું કે પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિઓના સંયોગથી દુનીઆનું તારણ થશે?" હું માનું છું કે જો ભારતીય રાષ્ટ્રિયત્વને સજીવન રહેવું હોય તો તેણે બીજી પ્રજાઓથી અલગ રહેવું તો પરવડેજ નહિ. આપણે કોઇ મેમાનનો સત્કાર કરી શકીએ તે પહેલાં આપણી પાસે આપણું પોતાનું ઘર હોવું જોઇએ; અને બીજું પાશ્ચિમાત્ય સંસ્કૃતિના સ્વીકાર પહેલાં ભારતીય સંસ્કૃતિનું પુરેપુરૂં સંશોધન થવું જોઇએ. મારા મત પ્રમાણે સ્વાતંત્ર્ય મળે નહિ, ત્યાં સુધી બંનેનો સંયોગ તો નજ થાય; અને જો કદાચ થાય, તો તે ગુલામી અનુકરણજ હશે. હિંદની સંસ્કૃતિનો વિજય તો સંપૂર્ણજ છે, અને તે તેની રાજદ્વારી સંસ્કૃતિનું પરિણા-

મજ હતું. હિંદે તે માટે સામા થવુંજ જોઇએ. તેણે પ્રજાકિય જીવન માટે આંદોલન કરવું જોઇએ અને ત્યાર પછી આપણે બંનેના સંયોગની વાત કરી શકીએ.

## એક વિરોધ.

એક બીજો વાંધો આપણા મોડરેટ ભાઇઓ તરફથી છે. તેઓ કહે છે કે "સ્વાતંત્ર્ય એ અંતીમ હેતુ નથી પણ એ હેતુનું તે સાધન છે. સ્વાશ્રય વગેરે અંતીમ હેતુ છે તો તમે તે બ્રિટિશ સામ્રાજ્યમાં રહીને કેમ ન સિદ્ધ કરી શકો?" મારો તેમને એ જવાબ છે કે જ્યાં સુધી હિંદ પરાધીન છે, ત્યાં સુધી કંઇ કામ થઇ શકે એમ નથી. હિંદના ગામડાઓમાં જઇને જુઓ અને એક સાધારણ હિંદી કેવું જીવન ગુજારે છે તેનો અનુભવ કરો. તેઓ જોરાવર છે, નીડર છે, દેશ તેને માટે મગરૂર થઇ શકે છે પણ પરાધીનતાથી તેઓની દુઃખદ સ્થિતિનો ખ્યાલ કરો. તેમને સ્વાશ્રયી બનાવે એવી કોઇ સંસ્થાઓ છે? તેઓ પોતાનું ગુજરાન કમાઇ શકે અને પોતાના પિતૃદેવોને ભજી શકે એવું તેમનું જીવન અત્યારે છે? હું ભારપૂર્વક જણાવું છું કે એક વાર પ્રજા પરાધીન થઇ તો પછી તેની અવનતી ઉપર અવનતી થયેજ જવાની, અને તે આખી પ્રજાનું લોહી શોષાઇ જવાનું. તેની અસર આખા દેશના સવ વાતાવરણોમાં જોવાની છે અને આર્થિક સ્થિતિમાં પણ! આપણા પ્રજાકિય સવાલ ઉપર બ્રિટિશ અમલની બહુ ભયંકર અસર થઇ છે.

શ્રી० સી. આર. દત્ત અને પાછળથી પં. મદનમોહન માલવીયાએ બતાવી આપ્યું છે કે ખાસ ઇરાદાપૂર્વક આપણા ઉદ્યોગોનો

કેવી રીતે નાશ કરવામાં આવ્યો—કાંતવાનો અને વણવાનો—કંઇ પણ જાતના ફાયદા-સિવાય દર વર્ષે કરોડો રૂપીઆ બહાર જતા જોઇને કોણ સંતોષપણે વિચાર કરી શકે? નૈતિક રીતે આપણે ગુલામ પ્રજા બનતા જઇએ છીએ. અને કેટલીક ગુલામ પ્રજામાં હોય એવીજ ખાસીયતો પણ મેળવી છે. આપણે આપણા રાજકર્તાઓની ભાષા બોલીએ છીએ અને વાંદરાંની પેઠ તેમની રીતભાતનું અનુકરણ કરીએ છીએ અને જ્યારે આપણી ગ્રામ્ય સંસ્થાઓ સડે છે ત્યારે આપણે તેમની સંસ્થાઓનું અનુકરણ કરવા ધસી રહ્યા છીએ. બુદ્ધિભરી રીતે આપણે જાણી જોઇને તેમની સંસ્કૃતિના ભોગ થઈ પડયા છીએ. અને તેમ થતું હવે વધુ વખત ચાલુ ન રહે માટે આપણે છટકી જવા માગીએ છીએ. " પણ ત્યારે' આપણા મોડરેટ ભાઇઓ કહે છે કે " તમે તમારા ભાઇઓને ઉંચે ચઢાવ્યા વગર કેવી રીતે સ્વાતંત્ર્ય મેળવવા માગો છો ?

હાલની રાજનૈતિક, નૈતિક અને જડ પરીસ્થિતી જો વિદેશી રાજ્યનું પરિણામ હોય તો કહી શકીશ કે જ્યાં સુધી આપણી ગુલામી કાયમ છે ત્યાં સુધી પાછા ઉડવાની કોઇ આશા નથી. અને તેને લગતાં તમે આજુ બાજુના ઉદાહરણો જોઇ લેજો. તમારી રાજગદ્દારી લડતમાં તમને મદદગાર થઈ પડે એવો ઉત્સાહ તમે પ્રજામાં રેડો પણ મારૂં માનજો કે તમારે ખુદ રોગની સામે લડવાનું છે અને નહિ કે રોગના ચિન્હો સામે.

માટે હું બ્રિટિશ રાજ્ય ચાલુ રહેવા સામે વિરોધ દર્શાવું છું કારણ કે મારા મત પ્રમાણે આપણે આપણું રાષ્ટ્રિયત્વ તેમના વડે કદાપિ મેળવી શકાશું નહિ. તેમજ એ રાજ્ય જયાં સુધી ચાલુ છે

ત્યાં સુધી આપણો વ્યક્તિગત વિકાસ પણ અશક્ય છે. આ સારાંશ ઉપર આવવા પહેલાં મેં હિંદમાં બ્રીટીશ રાજ્ય કેવા પ્રકારનું છે તે વિષે કંઇ કહ્યુંજ નથી. એ રાજ્ય સારૂં હો યા નબળું હો અથવા એમ ગણો કે અંશતઃ સારૂં છે અને અંશતઃ નબળું છે પણ મારા સારાંશનો પાયો એના ઉપર રચાયો છે કે કાયમ ગુલામગીરી તે આખા દેશના વિકાસમાં મોટામાં મોટી હરકત કરનારી ચીજ છે. કાં તો સામ્રાજ્યમાં કે કાં તો તેની બહાર પણ હિંદ તેની વ્યક્તિ સમજી શકે, તેનું ભવિષ્ય ઘડી શકે અને તેમાં બ્રિટિશ રાજ્યે આડે ન આવવું જોઇએ.

હવે હું આ પ્રશ્ન ઉપર આવું છું. "બુરોક્રસી જોડેની આપણી લડતમાં આપણે કઇ પધ્ધતિઓનો ઉપયોગ કરવો ?" મારી જાણમાં હોય તેવી માત્ર ત્રણજ પધ્ધતિઓ છે, (૧) સશસ્ત્ર વિરોધ, (૨) ગવર્નમેંટ ઓફ ઇંડીયા એકટની રૂએ સ્થપાએલ કાઉંસીલોમાં બુરોક્રસી જોડે સહકાર અને (૩) અહિંસામય અસહકાર. પહેલીને વ્યવહારૂ રાજનીતીની હદબહાર ગણીને મારે બાતલજ કરવી રહી તેમ ન હોય તો પણ એક સિધ્ધાંત તરીકે પણ હું મારફાડનો વિરોધી છું; તો પછી આપણી પસંદગી સહકાર અને અસહકાર વચ્ચે રહી.

હું કબુલ કરૂં, કે સહકાર સંબંધી વીચાર કરવામાં એ વાત મને ઓછું દુઃખ નથી દેતી કે હિંદના રાજદ્વારી જીવનને જન્મ આપનારા આપણા આગેવાનોમાંથી કેટલાક આ બાબતમાં આપણી સામે ખડા થયા છે તેથી ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીયા એકટના આ સહકારીઓ આપણી સામે મુકે છે તેમાંથી કેટલીક દલીલો હું તપાસવા માગું છું. અને તેમ કરતાં પહેલું હું એ તપાસીશ કે હિંદી

રાષ્ટ્રની મુક્તિ એટલે કે તેનું વ્યક્તિત્વ પોતાની મેળેજ ખીલવવાનો અને પોતાનું ભાવિ પોતાની મેળેજ વિકસાવવાનો તેનો હક એ એક્ટ સ્વીકારે છે કે નહિ. બીજુ સ્પષ્ટ રીતે યાતો અંતર્ગત અર્થથી પણ તે હિંદી લોકોને જવાબદારી ભર્યા તંત્રનાં મુળતત્વો સરખાય આપે છે કે નહિ, અને છેવટમાં, ધારાસભાને નાણાં ઉપર અસરકારક કે અસર વગરનો પણ અંકુશ છે કે નહિ.

હવે એ એક્ટની પ્રસ્તાવનાજ વસ્તુસ્થિતિની કુંચી રૂપ છે. "પાર્લામેન્ટની એવી જાહેર પોલીસી હોવાથી"; એ પ્રમાણે પ્રસ્તાવના શરૂ થાય છે. પાર્લામેન્ટની જાહેર પોલીસી કઇ છે? જવાબદારીવાળા તંત્ર ઉપરનો હિંદીવાનોનો જન્મસિધ્ધ હક સ્વીકારવાની? બીલકુલ નહિ. બ્રિટિશ મહારાજ્યને નામે ઓળખાતા પ્રજામંડળમાં એક મુક્ત અને સમાન દરજ્જાના ભાગીદાર તરીકે ગણવાના હિંદના જન્મસિદ્ધ હકને કબુલ રાખવાની? જરાય નહિ. પણ, જુઓ કે હિંદને કેવી નરમ છુટછાટ મળે છે, "હિંદના વહીવટમાં હિંદીવાનોના વધતા જતા સંબંધ માટે તથા સામ્રાજ્યના એક અંતર્ગત અંશ બનાવવાના ધ્યેયની પ્રાપ્તિ કરવાના હેતુથી સ્વનિર્ણયવિષયક સંસ્થાઓની ક્રમશ; ખીલવણીની." હું નથી ધારતો કે કોઇ પણ લોકના હક્કોને આથી વધારે ખંચકાતી છુટછાટ કદી પણ આપી શકાય. હવે એ પ્રસ્તાવનામાં એવું કોઇ પણ છે કે જે બ્રિટિશ પાર્લામેન્ટને કોઇ પણ વખતે હિંદને બ્રિટિશ મહારાજ્યમાં સરખા ભાગીદાર ગણવાની ફરજ પાડે? હું નથી ધારતો કે તેમ હોય. "બ્રિટિશ હિંદમાં જવાબદાર રાજતંત્રની ક્રમશઃ પ્રાપ્તિ"! આ અચોક્કસ શબ્દો છે, અને કોઇ પણ સમયે બ્રિટિશ રાજપુરૂષના મગજને તસ્દી નહીં આપે. બીજો ફકરો પડતો મુકીને

ત્રીજા ઉપર આવીયે તો આપણે જોઇએ છીયે કે " દરેક પ્રગતિના સમય અને પદ્ધતિ એ પાર્લામેંન્ટજ નક્કી કરી શકે, કે જેના ઉપર હિંદી લોકોના કલ્યાણ અને પ્રગતિની જવાબદારી રહેલી છે" "લોક" નહિ પણ "લોકો" લખ્યા છે તેની નોંધ લેજો; એટલે કે પાર્લામેન્ટ એમ કહેવા માંગે છે કે હિંદ એક નહી, પણ અનેક છે. પ્રસ્તાવનાના ત્રીજા ફકરામાં હિંદને અપાયેલ અપમાન નીહાન એક હું તો સાંખવા તૈયાર નથીજ, અને તેની સામે વિરોધ ઉઠાવવા હું બંધાયલો છું. હિંદી લોક (લોકો નહી) નાં હિત અને પ્રગતિની જવાબદારી માથે લેવા આપણે સદંતર તૈયાર છીયે, અને એક તાબેદાર રાષ્ટ્ર તરફની પોતાની ફરજો એક પરદેશી પાર્લામેન્ટ કદી પણ અદા કરી શકે એ વાતનો હું સદંતર ઇન્કાર કરૂં છું. દરેક પ્રગતિના સમય-પદ્ધતિ પાર્લામેન્ટ નક્કી કરનાર છે એ સિદ્ધાંત જોડે મારે દુશ્મનાવટ છે, અને હું કહું છું કે પ્રસ્તાવનાના ત્રીજા ફકરામાં બતાવ્યા મુજબનો ધારાબંધીનો આખોય હેતુ બ્રિટિશ પાર્લામેન્ટની સર્વોપરીતા કાયમની બનાવી દેવાનો છે, જે મને એક પળ માટે પણ સ્વીકાર્ય નથી. ચોથા ફકરામું એક રપષ્ટ ધમકીજ અપાઇ છે. તે જણાવે છે " અને તેવી બાબતોમાં પાર્લામેન્ટની પ્રવૃત્તિ જેમને સેવાની નવી તકો અપાઇ છે તેમના સહકાર મુજબજ, અને તેમની જવાબદારીમાં જે વિશ્વાસ મુકી શકાય એમ લાગે તેની હદ મુજબજ ચાલવી જોઇતી હોવાથી." બીજા શબ્દોમાં કહીયે તો, જો આપણે ડાહ્યા દીકરા બનીયે, અને બ્રિટિશ પાર્લામેન્ટને આપણે આપણી જવાબદારીના ભાનની ખાત્રી કરાવીયે, તો બ્રિટિશ પાર્લામેન્ટ વીચાર કરે, કે સુધારાનો એક વધુ હપ્તો આપણને મળવો જોઇયે કે નહિ. બીજા શબ્દોમાં

કહેતાં, આપણે શાશ્વત બાળકો છીએ, અને આપણી કુલ વાલી બ્રિટિશ પાર્લામેન્ટજ છે.

## ઇંગ્લેંડ સાથે સહકાર કરવાની શરત.

બાનુઓ અને સદ્‍ગૃહસ્થો, મારા રાજ્યદ્વારી વિરોધીઓ માટે મને ઘણું માન છે પણ જેના ઉપર સુધારાનો કાયદો રચાયો છે તે સિદ્ધાંત મને પસંદ નથી. હું ધારૂં છું કે આપણે આપણું સ્વમાન તો જાળવવુંજ જોઇએ. આપણે ગમે તેટલા આગળ વધ્યા હોઇએ; તોપણ તે આપણે કોંગ્રેસમાં ખુલ્લી રીતે જાહેર કરવું જોઇએ કે સ્વતંત્રતા એ દરેક પ્રજાનો વારસો છે અને હિંદને પોતાનું વ્યક્તિત્વ વિકાસ કરવાનો હક છે અને તેમાં બ્રિટિશ પાર્લામેન્ટ આપણે માટે જે ઠરાવે તેથી અટકાવ થવો ન જોઇએ. હું ધારૂં છું કે કોઇ પણ સત્તા હિંદી પ્રજાને પોતાનો રાષ્ટ્રિય વિકાસ કરવામાં ખલેલ કરે છે તે હિંદની દુશ્મન છે અને તેની સામે થવુંજ જોઇએ. હું ઇંગ્લંડ સાથે સહકાર કરી શકું પણ તે એકજ શરતે કે હિંદનો જન્મસિદ્ધ હક સ્વિકારવા તૈયાર હોય. પણ એવું તમને "ગવર્નમેન્ટ ઓફ ઇંડીઆ એક્ટ" માં ક્યાંયે માલમ પડશે નહી અને તેથી હું પોતે તો હિંદમાં બ્રિટિશ રાજ્ય ચાલુ રાખવામાં કદાચ મદદગાર ન થાઉં; પણ મારા મોડરેટ ભાઇઓ મને કહે છે કે જોક હિંદનું સ્વાતંત્ર્ય જે અર્થમાં હું લઉં છું તે અર્થમાં—તો પાર્લામેન્ટના કોઇપણ કાયદામાં સ્વીકારાયું નથી છતાં પણ જો આપણે સુધારાનો સદા ઉપયોગ કરીએ તો પછી હિંદનું સ્વાતંત્ર્ય અટકાવવાની શક્તિ પાર્લામેન્ટના હાથમાં નહિ રહે. હું મારા મિત્રોનું ડહાપણ સમજી શકું છું. તેમની દેશભક્તિ વિષે પણ નામુકર ન જઇ શકું. પણ મારા મત પ્રમાણે એ સવા-

ભાજ અસ્થાને છે. મારી સ્થિતિ એ છે કે અંગ્રેજી રાજ્ય સાથે મસલત કરવા હું ગમે તેટલો રાજી હોઉં. હું ગમે તેટલો ભોગ આપવા રાજી હોઉં, છતાં મુળ સિદ્ધાંતને છોડી દઇને નો હું તેમ કરું જ નહી." સ્વાતંત્ર્ય મારો જન્મસીદ્ધ હક છે અને તે હકનો સ્વીકાર થાય એમ હું માગું છું અને તે પણ અંશતઃ નહિ પણ આખો અને એકદમ. મને શક નથી કે વિજય તો આખરે આપણોજ છે. પણ ધારો કે આપણે નાસીપાસ થયા તો પણ આપણે આપણાં સ્વમાન અને મોભો તો જાળવ્યોજ હશે. જેના ઉપર "ગવર્નમેન્ટ ઓફ ઇંડીઆ એક્ટ" રચાયલો છે તેના અપમાનમાંથી તો આપણે મુક્તજ હઇશું. હિંદી મહાસભા અને સુધારાને સફળ કરવા ઇચ્છતા પ્રધાનો વચ્ચે એટલો ફરક છે અને મુળાત્મક છે કે મહાસભા હિંદી લોકનું સ્વાતંત્ર્ય નહીં સ્વીકારે એવી કોઇપણ બાબતની અવગણના કરે છે જ્યારે "પ્રધાનો" ની આંખ તેમને જેજે ખાતાંઓ સોંપવામાં આવ્યાં હોય છે તેના ઉપરજ હોય છે અને પોત પોતાનાં ખાતાં મારફત ફતેહ મેળવવા ઇચ્છે છે.

## "રિફોર્મ્સ એક્ટ"

હવે હું તપાસીશ કે એ એક્ટ હિંદને જવાબદાર રાજતંત્રનાં મૂળતત્વો સરખાંય આપે છે કે નહિ અને ધારાસભાને નાણાં ઉપર જરા પણ અંકુશ છે કે નહી. બંગાળામાં વિનીતોનો એવો મત છે કે બંગાળ સરકારના સાત સભ્યોમાંથી પાંચ હિંદીવાનો છે એ મત સદંતર ભુલભર્યો છે. હું ધારૂં છું તેમ હું સાચુંજ કહું છું કે "રીઝર્વડ" વિષયોના સંબંધમા પ્રાંતોનો વહીવટ ગવર્નર-ઇન કાઉન્સીલ ચલાવે છે અને "ટ્રાન્સફર્ડ" વિષયોના સંબંધમાં પ્રધાનો-જોડે

મળીને ગવર્નર ચલાવે છે. વેરા નાખવા, નાણાં ઉધાર લેવા અને લોકોના નાણાં ખર્ચવા બાબત દરખાસ્તો ઘડવા સિવાય બીજી કોઇ પણ બાબતમાં ગવર્નર તેમની કાઉન્સીલ, તેમના પ્રધાનોની સંયુક્ત મંત્રણા સંબંધી એ કાયદામાં એક પણ કલમ છેજ નહિ. "રીઝર્વડ" વિષયો બાબત—અને રાજ્યદ્વારી મુક્તિ માટેની આપણી લડતમાં એક રાષ્ટ્ર તરીકે આપણને બહુજ જરૂરી ઉપયોગી વિષયો છે તેમાં પ્રધાનોનો જરા પણ અવાજ છેજ નહિ. હું ધારૂં છું કે હું સાચુંજ કહું છું કે આપણી અને સરકારની વચ્ચે ચાલતી લડતના તેઓ તો માત્ર મુંગા પ્રેક્ષકોજ છે. અસહકારનાં સંબંધમાં દેશમાં દમનનીતિ ચલાવવી કે નહિ એ બાબત વિચાર ચલાવવામાં તેઓ સરકારના અંશ છેજ નહિ. મહાત્મા ગાંધીને પકડવા કે નહિ, એ સવાલ સંબંધી વિચાર ચલાવતે પણ સ્થાનિક સરકાર તેમની સલાહ શોધશે નહી. "રીઝર્વડ" વિષયો સંબંધી પ્રધાનોના સ્થાન વિષેનો મારો ખ્યાલ જો સાચો હોય તો હું મારા મોડરેટ મિત્રોને સૂચના કરૂં કે સરકારના સભ્યોનો મોટો ભાગ હિંદીવાનોનો છે એમ માનવામાં તેમની સદંતર ભુલ થાય છે. ખરી વાત તો એ છે કે, "રીઝર્વડ" વિષયો સંબંધી, હિંદી અંશ લઘુમતીમાં છે, અને ગવર્નર અને કાઉન્સીલના અંગ્રેજ સભ્યો એકમત થતાં, સરકારની પોલીસી ઉપર રહેજ પણ અસર કરી શકે તેમ નથી.

## પ્રધાનોની સ્થિતિ.

મારે હવે પ્રધાનોની સ્થીતી અને અનામત વિષયો અને ધારાસભાના પ્રધાનોનો સંબંધ તપાસવાનો છે. મારો પહેલો મુદ્દો એ છે કે કોઇ પણ વિષય પ્રધાનોને "અનામત" આપવામાં આવ્યો

હોય એમ માનવું ભુલભરેલું છે. હું કબુલ કરૂં છું કે કેટલાંક ખાતાંઓ અનામત છે પણ હું એમ જણાવું છું કે તેઓ આવાં ખાતાં છે કે જેના ઉપર સૈકાથી ચાલતી નોકરશાહીની સત્તાનો ઘણો બોજો પડયો છે અને તે બોજો જો હડાવવાની પ્રધાનોમાં કંઇ તાકાત નથી. એટલે કે મેડીકલ ખાતું એ અગત્યનું ખાતું ગણાય છે અને તેજ મુજબ જાહેર આરોગ્ય ખાતું. આ ખાતાંઓ હું સમજું છું કે પ્રધાનોને અનામત તરીકે સોંપ્યાં છે અને પ્રધાનનો તે ખાતાં ઉપર અંકુશ હોવાથી લોકને હંમેશને માટે લાભદાયી નીવડે એવું કરે પણું સ્થિતિ શી છે ? જે અમલદારો એ ખાતાં ચલાવે જાય છે તેમના ઉપર પ્રધાનોનો અંકુશ નથી. તે અમલદારોની પસંદગીમાં પોતાનો અવાજ નથી હિંદની નોકરશાહીના ઇતિહાસમાં એ એક ખાસ જાણવા જેવું છે કે જ્યારે લોકો પોતાનાં અસ્તિત્વને અંગે કંઇ ખાસ બુમ મારેછે ત્યારે સરકાર તેમને ખર્ચાળ પદ્ધતિ, ખર્ચાળ નોકરી અને ખર્ચાળ ઇમારતો આપે છે. "વિષય" પ્રધાનને અનામત આપવાની પરીક્ષાઃ— આરોગ્યખાતાંનો પ્રધાન એમ કહી શકશે કે "અત્યાર સુધી આ ખાતાંઓ જેમ ચાલ્યાં આવ્યાં છે તે હું બધાં નવેસરથી રચવા માંડું છું. હું ઇંડીયન મેડીકલ સર્વીસ રદ કરવા માગું છું, અને જેઓ એક કુવાને કેમ સુધારવો અને કોઇ મોટા રોગને કેમ અટકાવવો તે કામ કોઇ સ્થાનિક લોકોનેજ સોંપીશ અને તેટલા માટે ખર્ચવાને મને ઝાઝાં નાણાં જોઇશે ?" પણ નહિં ! કાયદા પ્રમાણે તેનાથી એવું વલણ અખત્યાર થાય નહિ. અને છતાં પણ કહેવામાં આવે છે કે ખાતું તેને માટે અનામત છે. એક પ્રધાને ધારાસભામાં ચર્ચા દર્મીયાન કડવી ફરીયાદ કરી હતી. તે એ હતી કે જો તેઓ ખાસ સંજોગોમાં

વધુ ડોકટર માગતા હોય તો તેમને જવાબ મળતો કે અમારી પાસે ડોકટરો નથી. જે રોગવાળા પ્રાંતોમાં ડોકટરો મોકલવાની તે જવાબદારી લે તો મેડીકલ ખાતુ તેમને કહેશે કે તમારા ડોકટરો અમને માન્ય નથી અને તેને માટે તમારે તમારા પોતાના ગજવામાંથી પગાર આપવો પડશે. જ્યારે હું એમ બતાવું કે આરોગ્ય ખાતાનો પ્રધાન આવી સ્થિતિમાં છે ત્યારે તમને ખરી પરિસ્થિતિનું ભાન થશે અને કાયદા પ્રમાણે અનામત વિષય પણ આમ રેવડી થાય છે અને એક અમલીતા પ્રધાને ઉદ્ગાર કાઢ્યા હતા તેમ દરેક પ્રધાન ઉદ્ગાર કાઢી શકે કે "મારી પાસે સોનું રૂપું તો નથી પણ મારી પાસે જે છે તે હું તમને આપું છું" અને તેણે ઉમેર્યુ કે તે ફક્ત સહાનુભુતિ દર્શાવી શકશે કારણ કે થેલી બીજાના હાથમાં એટલે કે નાણાંખાતાંના સભાસદના હાથમાં હતી.

## નાણાં ઉપર અંકુશ.

આ ઉપરથી હું એક ભારે અગત્યના સવાલ ઉપર આવું છું. અને તે એ છે, કે ધારાસભાને નાણાં ઉપર અંકુશ છે કે નહિ. વિભિતો તેનો હકારમાં જવાબ દે છે; હું નકાર ભણું છું. મારી દલીલને ટેકો આપવા માટે એ કાયદાની કલમોનો હું હમણાંજ ઉલ્લેખ કરીશ; પણ મારી તરફેણમાં નિશ્ચિત મોભાવાળા અને સન્માનનીય એક સાક્ષી છે જેની જુબાની હું તમારી સમક્ષ રજુ કરવા માગું. એક કાઉન્સીલમાં બજેટ ઉપર સામાન્ય ચર્ચા ચાલતાં એક પ્રધાને કહ્યું કે "એમજ ધારવામાં આવે છે કે જે બે ગરીબ સખસોને અહીં પ્રધાનો તરીકે મુકવામાં આવ્યા છે, તેમને આમની સભાના પ્રધાનોની બધી સત્તાઓ સ્વાધીન છે, અને તેથી જે બાબતો માટે કદાચ

આમની સભાનો પ્રધાન જવાબદાર હોય તેવી દરેક ચીજ માટે તેમની પાસેથી જવાબ મંગાય છે. અહીં પ્રધાન પોતાના જીવનની શરૂઆત નાણાંનો એક ટુકડો મેળવીને કરે છે, જે સારા રાજ્યતંત્રના ચાલકો જેઓ છે તેમના તરફથી આપવામાં આવે છે." સવાલ એ છે, કે વિનિતો સાચા કે મજકુર પ્રધાન સાચો. બન્ને ખોટા હોય પણ બંને ખરા તો નજ હોઇ શકે.

ગવર્નમેંટ ઓફ ઇંડીયા એકટના કાનુનની રૂએ, "ટ્રાન્સફર્ડ" તથા "રીઝર્વડ" વિષયો સંબંધી ખરચની દરખાસ્તો ઘડવાની બાબત કારોબારી કાઉન્સીલના સભ્યો તથા પ્રધાનો વચ્ચેની સમજુતી ઉપર આવે નહિ તો પ્રાંતની મહેસુલ અને બચત "રીઝર્વડ" તથા "ટ્રાન્સફર્ડ" વિષયો વચ્ચે વહેંચવાની તથા તે વિષયોના દરેક વર્ગને મહેસુલ તથા બચતમાંથી મળનાર ભાગના પ્રમાણના અંશ ઠરાવવાનો હક છે. તો પછી મામલો કેવો રહ્યો ? વિનિતો સગર્વ કહે છે કે સરકારના સભ્યોમાં બહુમતી હિંદીવાનોની છે. જો એમ હોય તો ધારી શકાય કે વહેંચણીની બાબત બહુમતી મુજબ ઠરાવાય; પણ તેમ થતું નથી, કારણકે આખીય યોજના પ્રધાનોમાં અવિશ્વાસ ઉપરજ રચાઇ છે. તેથી પરિણામ એ આવેલું આપણે જોઇએ છીએ કે જો પ્રધાનો અને સભ્યો સમજુત ઉપર ન આવી શકે તો ગવર્નર પોતાના ડહાપણ ઉપર આધાર રાખીને કે પછી એ બાબત તપાસ કરવા ગવર્નરજનરલે ગવર્નરની અરજી થતાં નીમેલા કોઇ નિષ્ણુતાના રિપોર્ટ મુજબ, તેનો ફડચો આણે.

## ધારાસભાની સ્થિતિ.

સુધારાઓની અંદર પ્રધાનોને જે સ્થિતિમાં મુકવામાં આવ્યા

છે તે રીતેજ નથી, પણ ધારાસભાનીજ સ્થિતિ શું છે ! તેને એવો કોઇ પણ હક છે કે અમારે અમારા જાતને રૂચે તે પ્રમાણે નાણાંનો ઉપયોગ કરવા માંગીએ છીએ નહિ કે સરકાર જેમ કહે તેમ. શું તે કહી શકશે કે 'અમને મેલેરીઆ દુર કરવા આટલો ખર્ચ જોઇએ છે અગર તો આટલો પ્રાથમિક કેળવણી માટે જોઇએ છે.' આ એકટે સભાને એટલો હક મળ્યો છે કે તે કોઇ પણ માંગણીને ના પાડી શકે છે અગર તો કોઇ પણ માંગણીને આખી અગર થોડી તો ઓછીજ કરી શકે છે. પણ આ એક મુખ્ય કાનુન ઉપર આધાર રાખે છે. અર્થાત સ્થાનિક સરકારને આવી બાબતોમાં જો માગણી કોઇ યોગ્ય પ્રકારની હોય તો હા પાડ્યા છતાં કે ના પાડયા છતાં પણ કોઇ પણ કાનુન કરવાનો અધિકાર છે અને ગવર્નર સહી કરી આપે છે, અપાયેલો ખર્ચ જરૂરનો છે. વિનિતો નાણાં ઉપર સારો કબજો હોવાનું જણાવે છે. તેને કોઇપણ એવી પ્રકારનો હક નથી કે રીઝર્વડ અને 'ટ્રાન્સફર્ડ' ખાતાંઓમાં કેટલી પ્રકારનો કર નાખવો જોઇએ અને અનાગત ચીજો ઉપર કેટલો કર હોવો જોઇએ તે બાબતમાં પણ કાંઇપણ કહેવાનો તેઓનો અધિકાર નથી. જે કાંઇ તે કરી શકે છે તે માત્ર પ્રધાનોને એટલું કહી શકે કે "અમો તમારી માંગણીને કબુલ કરતા નથી." "અમે તમારી માગણીમાં આટલો ખર્ચ કમી કરીએ છીએ." ટ્રાન્સફર્ડ બાબતોમાં અને કાયળી ઉપરની બાબતમાં સભા જે પ્રમાણેનો હક ધરાવે છે તે ખરેખર હસવા જેવોજ છે. અધિકારત્વમાં પણ પ્રધાનોની સ્થિતિ એવીજ છે. કાયદો કહે છે કે ટ્રાન્સફર્ડ બાબતોમાં ગવર્નર પ્રધાનોની સલાહથી ચાલશે જો તેને કેટલીક વખત એમજ લાગે કે આમ તો કરવુંજ

જોઇએ. તો તે વેળાએ તે પ્રધાનોની સલાહથી જુદા રહીને પણ કરી શકે. કદાચ કોઇ ખાતામાં પ્રધાન અને તેના હાથ્રનો અમલદારમાં ચકમક જામે તેથી ગવર્નર પ્રધાનને છોડી અમલદારને મળતા થઇ શકે. ધારાઓના સંબંધમાં ટ્રાન્સફર્ડ ખાતાંઓ સંબંધમાં સભાને કેટલોક દેખીતો હક છે પણ વ્યવહારમાં નાણા ખાતામાં એક્ઝીક્યુટીવ કાઉન્સીલનો અવાજ છેવટનો ગણાશે અને એવો કોઇપણ ધારો ન હોય કે જેમાં નાણા સાથે સંબંધ આવતો નહિ હોય અને એ નાણાખાતાની એ ફરજ છે કે તેણે નવા ખર્ચના સબંધમાં નવી વ્યવસ્થાઓ કરવી.

આખી રીતી માટે એમ પુછવાનું યોગ્ય ગણાશે કે કોઇ પણ સુધરેલી સરકારના હાથ તળેના સુધરેલી સરકારના હાથતળેના સુધરેલા શહેરીને જે હકો હોવા જોઇએ તેનું અણું પણ આ આપે છે? શું દમનનીતિ માટે બીલકુલ ઉપાયજ નથી? શું તે હિંદના કાયદાની ચોપડીને લજવાતા દમન કરનારા કાયદાઓને દુર કરવા પ્રજાને હક આપી શકે છે? શું આથી પંજાબના રમખાણ ફરી નહિ થાય એવું કાંઇ થયું છે? હું ધારૂં છું કે હું કહેવામાં સત્ય છું કે રિફોર્મ એક્ટ અગાઉ જે સ્થિતિ હતી તેવીજ હાલમાં પણ છે.

આ પ્રમાણે સ્કીમમાં પ્રધાનો કાર્ય કરી રહ્યા છે. અને વિનિતોએ અમને સમ ખાઇને ખાત્રી કરી આપી છે કે આ સ્કીમથી સ્વરાજ્ય શરૂ થયું છે. સઘળી નકામી લડાઇને દુર કરવા જોડે હું ઘણી ઇચ્છા રાખું છું. તથાપિ હું રિફોર્મ સ્કીમને નો સ્વીકારવા કહી શકુંજ નહિ. મને અપમાન સાથે સુલેહ કરવાનું ઠીક લાગતું નથી અને જ્યાં સુધી સરકારનો ઇન્ડીઆ એક્ટ રહે, આપણા હકો

આપણો વ્યવહાર આપણેજ સાચવવાનો આપણો હક, આપણી વ્યક્તિગત સ્વતંત્રતા અને ભવિષ્ય નક્કી કરવાનું ન હોય ત્યાં સુધી હું કોઇપણ સુલેહના કરારને માનવા ના પાડીશ.

## લડવાની એક માત્ર રીત.

તેથી આપણે માટે ખુલ્લી લડવાની એક માત્ર પદ્ધતિ અસહકારની રહી. અને એક પછી એક એમ બે મહાસભાઓમાં એજ કાર્યક્રમ આપણે સ્વીકાર્યો. આપણું અસહકારના સિદ્ધાંતના ભક્ત છીએ, અને તેની મિમાંસાની ચર્ચા હું કરૂં તેમ તમે ધારોજ નહિ. પણ એવા કેટલાક મિત્રભાવવાળા ટીકા કરે છે કે, જેની શંકાઓ આપણાથી બની શકે તો આપણે નીવારવી ઘટે. તેઓ કહે છે કે અસહકારનો સીદ્ધાંત તે નકારત્વનો, નિરાશાનો સિદ્ધાંત છે; તેવા સિદ્ધાંતમાં રહેલા સંકુચિતપણા, અલગપણાથી તેઓ ગભરાઇ ગયા છે. અને દુનીયાની રાજદ્વારી ઘટનાઓની વલણ તરફ તેઓ આપણું ધ્યાન ખેંચે છે, અને આપણને પુછે છે કે અલગ જીવન ગાળવા માગનાર રાષ્ટ્ર માટે જરાય આશા છે ખરી?

આ ટિકાકારોએ ઉઠાવેલા સવાલોનો જવાબ આપવા હું બંધાએલો છું, એમ હું માનું છું અને તેમ કરતાં મારે મારી જાતને પૂછવું જોઇએ કે "અસહકાર એટલે શું?" અસહકાર એટલે શું નહિ, તેનો ખ્યાલ કરવાથી એ સવાલનો જવાબ આપવો મને વધારે સહેલો જણાય છે. અંગ્રેજ લોક અંગ્રેજ છે માટે તેમની જોડે સહકાર કરવાની ના પાડવી એ અસહકાર નથી. છુટા પડવાની, અલગ થવાની નીતિની અસહકાર હિમાયત કરતો નથી. ખરેખર અન્યાય અને અસત્યની સત્તાઓ સામેના આપણા ઝગડામાં આપણે તેને નથી ભુલતા,

કે જે રવીન્દ્રનાથના શબ્દોમાં કહીએ તો "વર્ગ કે વર્ણના ભેદથી રહિત છે, અને જે પોતાની વિવિધ શકિતથી દરેક અને દરેક વર્ગની અંતર્ગત જરૂરીયાત માટે સાચી સવડ કરે છે." પરંતુ, માનવ જાતનો ઉદ્ધાર કરવાના આરંભાત્મક પ્રયાસમાં જગતની શકિતઓ ભેગા જોડાઇએ ને પહેલાં એટલું તો નીદાન જરૂરી છે કે સ્વ-ભાન અને સ્વ-વિકાસની આપણે સિદ્ધિ કરી હોય કારણ કે પોતાની જાતને પીછાનનાર એક રાષ્ટ્ર તરીકેજ માત્ર આપણે માનવ જાતની કાંઇપણ સેવા કરવાની આશા રાખી શકીયે. એ બાબત આપણે ઘડીભર વિચારીયે. આપણું તત્વજ્ઞાન સ્વીકારે છે કે બધાય ભેદની પાછળ એક પ્રવર્તમાન એકતા છે, અને આ ભેદો યા તો "વૈકૃત્ય" પર બ્રહ્મની "લીલા" રૂપ છે. હું સમજું છું તેમ માનવ પ્રયાસનો આખો હેતુ આ અનંત ભેદોને ભેદ રહિત કરવાનો છે કે જેથી પરમ તત્વનું પૃથ્વી ઉપર રહેલું દરેક રાષ્ટ્ર તેવા દિગ્દર્શનનું સ્વરૂપ છે. સમર્થન થાય પ્રભુની લીલા માટે જરૂરી છે કે તેના દરેક દિગ્દર્શનને અબાધિત વૃદ્ધિ મળે. બગીચાના વિવિધ ફુલોની માફક રાષ્ટ્રોએ પોતપોતાના કાનુનોનેજ અનુસરવા રહ્યા, પોતાના વિકાસ પાર ઉતારવા રહ્યા, કે જેથી અંતમાં તેમાનું દરેક માનવજાતના જીવન અને શિક્ષણમાં પોતાનો ફાળો આપી શકે. માનવજાતની સેવા માટે, છેવટની એકતાની સિદ્ધિ માટે, જે મુળતત્વ દરેક રાષ્ટ્રને અન્ય રાષ્ટ્રોથી ભીન્ન કરે છે અને જેને હું રાષ્ટ્રનું વ્યકિતત્વ કહું, તેને અબાધિત વૃદ્ધિ મળવી જોઇયે. રાષ્ટ્રવાદના સિદ્ધાંતનું આજ રહસ્ય છે, કે જેને માટે માનવો પોતાની જીંદગી કુરબાન કરવા તૈયાર થયા, છે.

નેશનાલીઝમ એ કાંઇ બીજા દેશો કરતા જુદુજ વ્યકિતત્વ સ્થા-

પણું એ નથી, પણ વિશ્વવ્યાપક મનુષ્યત્વની યોજના જેના વડેજ માત્ર મનુષ્ય પોતાની જાતને સંપુર્ણ બનાવી શકે, નિશ્ચિત કરી શકે અને સમજી શકે, તે યોજનાના એક ભાગ તરીકે આત્મ સંપૂર્ણતા, આત્મ નિશ્ચય અને આત્મ સીદ્ધિના પ્રયત્ન છે. એટલાજ માટે અસહકાર જો કે અંગ્રેજો સાથે તેઓ અંગ્રેજો છે એટલાજ માટે સહકાર કરવાની ના પાડતો નથી. પરંતુ કોઇ પણ સત્તા કે મંડળ જે હિંદની પ્રજાના વ્યક્તિત્વની પ્રગતિની આડે આવે અગર તેની આત્મ સંપૂર્ણતાને અટકાવે તેની સાથે સહકાર કરવાની જરૂર ના પાડશે. વળી અસહકાર પાશ્ચાત્ય સુધારાને પાશ્ચાત્ય હોવાના સબબેજ અસ્વીકાર કરે છે, એમ નથી પરંતુ તે કબુલ કરે છે કે તેનો અ-સ્વીકાર એટલાજ માટે થવો જોઇએ, કે તેનો સ્વીકાર થાય તે સામા દીલથી થાય. રાષ્ટ્રિય કેળવણીની બુમ એ કાંઇ પરદેશી કેળ-વણીની સામે વિરોધ તરીકે નથી. પણ પરદેશી શિક્ષણ હિંદ ઉપર ઠોકી બેસાડવામાં આવે છે, તેની સામે વિરોધ છે. રાજદ્વારી કે શિક્ષણના વિષયમાં તાબેદારી સહન કરવી મુશ્કેલ છે; અને ઇતિહાસ બતાવી આપે છે, કે, શિક્ષણની તાબેદારીની પાછળ ચોક્કસ રાજ-દ્વારી તાબેદારી આવે છે. રાષ્ટ્રિય કેળવણીની અમારી એ ઇચ્છા માત્ર ભૂતકાળની સાથે સમાનતા સ્થાપવાનો અને અમારૂં પોતાનું શિક્ષણ અમારા હૃદયમાં ઉતારવાનો પ્રયાસ છે. અને જે સિદ્ધાંત શીખવીએ છીએ, તેમાં બહારથી જે કાંઇ અજવાળું મળે તેને અવ-કાશ નથી, એમ નથી. પણ જેઓ અમારી ઉપર ધ્યાન આપે છે, તેમને અમે કહીએ છીએ, કે "પહેલાં તો જે દીપક તમારા પોતાના ગૃહમાં અભ્યન્તરિથતપણે પડેલો છે, તેને પ્રગટાવો, ભુતકાળમાં દૃષ્ટિ

ફેંકો, અને તમારી વર્તમાન સ્થિતિ ભુતકાળની સાથે સરખાવતાં શું છે, તે સમજો; અને પછી હિંમતથી દુનીયાની સામે જુઓ, અને બહારથી જે કાંઇ અજવાળું મળે, તે મેળવો."

## અસહકાર શું છે?

ત્યારે અસહકાર એ શું છે? મી. સ્ટોકમના વિદ્વતાપુર્ણ શબ્દોનું અવતરણ કરવા કરતાં હું વધારે સારી રીતે સમજાવી શકીશ નહીં. "તેનો અર્થ જે અનિષ્ઠ અટકાવી શકાય તેવું છે, તેમાં સામેલ થવાની ના પાડવી તે છે: અન્યાયનો સ્વીકાર કરવાની, અગર તેમાં કાંઇપણ ભાગ લેવાની ના પાડવી તે છે; અસત્યનું સત્ય થઇ શકે તેમ હોય, તેમાં અસત્યને માન્ય રાખવાની ના પાડવી તે છે, અગર જેમાં સત્યવર્તનના સિદ્ધાંતોની સાથે સમાનતા ન હોય તેવા વ્યવહારોને તાબે થવાની ના પાડવી તે છે. અને પરિણામે જેઓ હેતુ અને ઔચીત્યના બાના હેઠળ અન્યાય કરવાનો અગર ચાલુ રાખવાનો આગ્રહ કરતા હોય, તેઓની સાથે કામ કરવાની ના પાડવાનો છે."

પણ એવી દલીલ કરવામાં આવે છે, કે તે આખો સિદ્ધાંત નકારનો સિદ્ધાંત છે, નિરાશાનો સિદ્ધાંત છે. હું કબુલ કરૂં છું કે દેખાવમાં આ સિદ્ધાન્ત નકાર સુચક છે. પણ હું જણાવું છું, કે વ્યવહારમાં તે હકાર વાચક કાર્યસાધક છે. ચણવાની ખાતર આપણે પાડી નાખીએ છીએ; બાંધવાની ખાતર આપણે નાશ કરીએ છીએ, સ્વીકારવાની ખાતર આપણે અસ્વીકાર કરીએ છીએ. મનુષ્ય પ્રયત્નનો આ આખો ઇતિહાસ છે. જો તાબેદારી એ એક અનિષ્ટ હોય, તો આપણે આપણી તાબેદારીને કાયમ રાખવાને જે જે લોકો મથી

રહ્યા છે, તેની સાથે આપણે અસહકાર કરવોજ જોઇએ એ નકાર છે એ ખરૂં; પણ છુટા થવાના, કોઇ પણ વર્ષે આપણી સ્વતંત્રતા મેળવવાના આપણા નિશ્ચયને તે દઢ કરે છે. તેમજ આ સિદ્ધાંત નિરાશાસુચક છે, એમ પણ હું માની શકતો નથી. તે આશા વિશ્વાસ, અને તેની સફળતા માટે અનહદ શ્રદ્ધાનો તે સિદ્ધાંત છે. આપણે દુ:ખ વહોરી લેતાં બંધુઓના જેલમાં જતી વખતના ચહેરા જોઇએ એટલે આપણને ખાત્રી થયા વિના રહેશે નહિ, કે વિજયતો આપણો જ છે. શૌકતઅલી અને મહમદઅલી જેવા હિંમતવાન અને બહાદુરો એ જે જીંદગી વીતાડી અને જે દુ:ખો સહન કર્યાં તે નકામાં નથી. લાલા લજપતરાય આજ સુધીમાં થઇ ગયેલા સૌથી બહાદુર જુસ્સાવાલાઓમાંના એક જેમણે નોકરશાહીનો હુકમ તેની સામેજ ફેંકી દીધો અને તેમની રાહ જોઇ રહેલી સુરંગમાં બહાદુરીથી પ્રવેશ કર્યો તે કાંઇ નકામુ નથી. મોતીલાલ નેહરૂ મનુષ્યોના રાજાએ પોતાની દોલતને તરછોડી કાઢી અને પોતાને ગુલામીમાં નાખનાર હુકમનો અનાદર કરીને સત્તાની મદદથી તેને માટે જે કાંઇ દુ:ખ શોધી કાઢવામાં આવે, તે વહોરી લીધું તે કાંઇ નકામુંજ નથી. આ સન્માનીત મંડળમાં જે નામો અંકિત થયેલાં છે, તે બધાં નામો આપની આગળ વાંચી બતાવવાનો મને વખત નથી, પણ માતૃભૂમિની આશા અને ઉજ્જવલતા રૂપ વિદ્યાર્થીઓને યાદ કરવાનું હું ભુલી શકતો નથી. મને રાજકિય વાતાવરણના પ્રવાહને બરાબર મધ્ય સ્થળની તપાસવાનો સુયોગ પ્રાપ્ત થયેલો હોવાથી હું વિદ્યાર્થીઓએ દર્શાવેલ આશ્ચર્યકારક હિંમત અને અબાધિત ભકતીને માટે ખાત્રી આપી શકું છું. તેમનો ઉત્સાહ આ હિલચાલને પોષી રહ્યો

છે, અને વિજય પણ તેમનોજ છે. તેઓ આ વખતના દીપક ધરનારાઓ છે, અને તેઓ રસ્તે ચડેલા જાત્રાળુઓ છે. જો દુઃખ તેઓના નસીબમાં લખાયેલું છે, તો વિજયના તેઓ હકદાર છે.

## પાછા પડવાનું નથી.

જે ફીલસુફી ઉપર અસહકારની હિલચાલ રચાયેલી છે, તે આ છે, જે પ્રતિસ્પર્ધી સત્તાનો કોઇ પણ રીતે એક રાષ્ટ્ર તરીકેની આપણી પ્રગતિ અને આત્મ સંપૂર્ણતા અટકાવે તેને સદંતર દ્રઢતાથી સામે થવું તેની અનિષ્ટતાને હમેશાં નજર સામે રાખવી, ને સત્તાને ધિક્કારવી નહિ, પરંતુ તેમાંના અનિષ્ટને અનિષ્ટ તરીકે પીછાનવું. અને સત્તાના મદથી જે કાંઇ દુઃખ આપવામાં આવે તે સહન કરવા તૈયાર રહેવું. ગૃહસ્થો, હું કબુલ કરૂં છું, કે આ આદર્શ બહુ ઉંચો છે પણ હું જણાવું છું કે પહેલાં સ્વરાજ સ્થાપવાને માટે આપણે માટે તે એકજ રીત છે. એ તો સહેલાઇથી સમજાય તેવું છે, કે જે યંત્ર આપણી ઉન્નતિ અને આત્મસંપૂર્ણતા અટકાવવાને સતત ચાલી રહ્યું છે, તે યંત્રમાંથી આપણો દરેક જણનો મદદગાર હાથ આપણે ખેંચી લઇએ એટલે તે યંત્રનું કામ ચોક્કસ બંધ પડે; પરંતુ આપણને કહેવામાં આવે છે, કે સરકારનું યંત્ર એકવાર બંધ થયું કે તરત અવ્યવસ્થા અને રાજ્યક્રાન્તિનાં જોરમાં આપણે ઘસડાઇ જઇશું. આ દલીલને એક સાદો જવાબ છે. જ્યાં સુધી આપણા લશ્કરો બરાબર વ્યવસ્થિત થાય નહિ, અને પ્રજા આ હિલચાલનું રહસ્ય બરાબર સમજે નહિ, ત્યાં સુધી અસહકારની હિલચાલ ફતેહમંદ નીવડવાની આશા રાખી શકાય નહિ. જો તે બરાબર સમજાયું નહિ હોય, તો કાંઇ સવાલ ઉઠતોજ નથી. કેમકે તો આ ઝગડાનો અંત

ફતેહમાં આવવાની આપણે આશા રાખીએ નહિ; પણ જો તે બરાબર સમજાયું હશે, તો તેનાથી ઉત્પન્ન થયેલ હિલચાલનું બળ, જોરજુલમ અને લોહી વહેતું અટકાવશે. પણ મારે એ પણ ધ્યાનમાં લેવું જોઇએ, કે આપણી ચળવળ દરમીયાન મુંબાઇમાં ઉત્પાતો થયા હતા. આપણે આવા ઉત્પાતોની જવાબદારી સ્વીકારવી જોઇએ, અને ખુલ્લા દીલથી કબુલ રાખવું જોઇએ, કે જેટલે દરજ્જે તોફાન અને જુલમ થયો છે, તેટલે દરજ્જે આપણે નિષ્ફળ ગયા કહેવાઇએ. પણ તેનો ઉપાય શું છે ? જરૂર આપણી શ્રદ્ધા ઓછી કરવી એ નહિ. પણ આપણી શ્રદ્ધા બરાબર સમજીને રખાઇ છે, તે તપાસવું એ છે. જે જે મહાન હિલચાલો થયેલી છે, તેમાં રક્તવહન અને અવ્યવસ્થા તેની સાથે જોડાયેલા જ છે.—દાખલા તરીકે ખ્રિસ્તિ ધર્મનો પ્રચાર પણ શું આથી આવી દલીલ કરાય ખરી, કે નવા વિચારના પ્રચારમાં જુના આદર્શો અને જુની રીતભાત સાથે અસમાનતા નહિ હોવાથી અવ્યવસ્થા અને શાંતિભંગની ધાસ્તી રહેલી છે, તેટલાજ માટે પ્રચારકોએ પોતાના હાથ પાછા ખેંચી લેવા અને પોતે જે સત્ય અનુભવ્યું તે ચલાવવા ના પાડવી ? આવી દલીલ એક પળ પણ ચાલી શકે નહિ તમને ફાવે તો એમદ લીલ કરી શકો કે આપણો સિદ્ધાંત હજુ લોકો બરાબર સમજતા નથી. તમને ફાવે તો એમ દલીલ કરી શકો છો કે મુંબાઇમાં થયેલા તોફાનોને લીધે આપણા પ્રોગ્રામમાં ફેરફાર થવો જોઇએ. પણ એકજ નાના ક્ષેત્રમાં તોફાન થવું એટલીજ હકીકત આપણી હીલચાલના સત્યતત્વની સામે દલીલ તરીકે ચાલી શકે નહિ. આપણે આ સ્થિતિને હિમ્મતથી હાથમાં લેવી જોઇએ અને તેવા તોફાનો ફરી ન થાય એવા ઉપાયો યોજવા જોઇએ. પણ હું

તમોને કોઇ પણ રીતે અસહકારની હિલચાલમાંથી તમારા હાથ પાછા ખેંચી લેવાની સલાહ આપી શકતો નથી, અને કદી આપીશ પણ નહિ. હમણાં થયેલી ધરપકડો છતાં હિંદ શાંત રહ્યું છે, એજ બતાવી આપે છે, કે મુંબાઇના બનાવે બરાબર ધડો બેસાડયો છે. હિંમત, સહનશક્તિ, અને પ્રસંશનીય આત્મસંયમ દર્શાવનારા હમણાં બનેલા બનાવો, મારા મત પ્રમાણે અહિંસાત્મક અસહકારની જરૂરીયાત અને અને અસરકારકતા બતાવી આપે છે અને જો તેજ જુસ્સો હજુ આગળ વૃદ્ધિ પામે અને અંત સુધી નભે, તો આપણી આગળ પ્રગતિને કોઇ પણ અટકાવી શકે નહિ.

## નોકરશાહીપર અસર.

સન્નારીઓ અને સદ્‌ગ્રહસ્થો, નોકરશાહીએ જે દમનનીતિ આરંભી છે અને જેનો તે અમલ કરે છે, તેના પરથી મત બાંધીએ તો, આપણી હિલચાલની નોકરશાહીપર ઉંડી અસર થઇ છે. મેં જોયું છે કે આ નીતિને " દમનનીતિ " કહેવામાં આવે છે, ત્યારે ના૦ વાઇસરોય તેની સામે વાંધો દેખાડે છે. પણ હિંદી ફોજદારી કાયદાના સુધારાનો ધારો અને " રાજદ્રોહ સભાઓ " નો ધારો એ દેશના સામાન્ય કાયદાઓના ભાગ છે એ મારે હજુ હવે શીખવાનું છે. ખરેખર, જો હું ભુલતો નહિ હોઉં તો, જાપતાના કાયદાઓ તપાસવાને નીમાયલી કમિટિએ જે ધારાઓપર વીચાર ચલાવ્યો હતો તેમાં તેનો સમાવેશ થાય છે. બહુ ભાગે હિંદીઓની બનેલી એ કમિટિએ આ ધારાઓ રદ કરવાની પોતાની અશક્તિ દેખાડી છે. તેમ કરીને તેમણે એટલુંજ બતાવી આપ્યું છે કે તેઓની જવાબદારીના ભાનમાં કેટલો વિશ્વાસ રાખી શકાય. પણ આટલી હકીકત તો

મોજુદ છે કે એ ધારાઓને જાપતાના ધારા ગણીને તેમને વિષે ચર્ચા કરવામાં આવી હતી. કલકત્તા અને હિંદના બીજા ભાગોમાં હમણા ચાલી રહેલી ધરપકડો દેશના સામાન્ય કાયદાને આધારે થાય છે એવી જે સુચના લોર્ડ રીડીંગે કરી છે તેમાં તેઓ દેખીતી રીતેજ ભુલે છે, તેઓ નામદાર જણાવે છે કે, કાયદાને આવ્હાન કરવાનાં સંગીન પ્રયાસો થાય છે અને તેઓ સમજી શકતા નથી કે ધરપકડ કરવાની ફરજ પાડવાનાં અને સરકારને આવ્હાન કરવાના હેતુથી થએલો હડહડતો કાયદાનો ભંગ કયા આશય સાધી શકશે. હું પુર્ણ માન સાથે તેઓ નામદારને એક પ્રશ્ન પુછું છું. જો જાપાન આસ્ટ્રેલીઆ પર પોતાનો રાષ્ટ્રિય ધ્વજ આરોપે, અને આપણને ગ્રેટબ્રિટનની સત્તા હેઠળ જે રાજ્ય બંધારણ અને સ્વતંત્રતા મળ્યાં છે તેવાં વધુ ઓછાં નહિ—આસ્ટ્રેલીઆને આપે, તો જેણે ગમે તે ભોગે સ્વતંત્રતા જીતવાનો નિશ્ચય કર્યો હોય તેવા આસ્ટ્રેલીઆને ના૦ વાઈસરોય કેવી સલાહ આપે? ત્યાં પણ જાપાન દમનનીતિ ચલાવે, સ્વયંસેવક મંડળોને બીનકાયદેસર જાહેર કરે, અને સભાબંધી કરે, અને ઓસ્ટ્રેલીઆનો તેવા કાયદાઓનો ભંગ કરીને તેઓને આવ્હાન કરે, તો વાઈસરોય તેમને કેવી સલાહ આપે?

હું ધારૂં છું કે હિંદમાં ઉભી થએલી પરિસ્થિતિ વાઈસરોય સમજતા નથી તેથી, તેઓ ગુંચવણમાં અને મુંઝવણમાં આવી પડયા છે. ખરી કે ખોટી રીતે, પોતાને ઉપયોગના એવા એકજ યોગ્ય, હથીઆર તરીકે, મહાસભાએ અસહકારની નીતિનો સ્વિકાર કર્યો છે. તેમ કરવું તે કાયદાનો ભંગ નથી. ખરી કે ખોટી રીતે, પરદેશી માલનો બહિષ્કાર કરવાનો મહાસભાએ નિશ્ચય કર્યો છે. તે કાયદાનો

ભંગ નથી. તેમજ રાજકુમારની મુલાકાતનો બહિષ્કાર એ કાયદાનો ભંગ નથી. હવે તમે બીનકાયદેસર જાહેર થએલાં સ્વયંસેવક મંડળો મારફતે નહિ તો કોઇની મારફત મહાસભા પોતાનું કાર્ય ચલાવે ? તે મંડળોપર પ્રહાર કરવાથી તમે મહાસભાપર પ્રહાર કરો છો, અને તમારે કબુલ કરવુ પડશે કે મહાસભા પોતે બીન કાયદેસર નથી. આપ નામદારમાં દેશાભિમાન છે તેટલુંજ અમારામાં રહેવાનું માન આપ અમને આપો છો એમ માની લઇને હું પુછીશ કે, અમ કાયદા તોડીને પરહેજી માગીએ છીએ એ હકીકતોથી આપને ગુંચવણ શા માટે થવી જોઇએ ? હું કહું છું કે કાયદો ભાંગનાર તમે છો, અમે નહિ. પણ વર્તન દેશના સામાન્ય કાયદાની હદમાં રહે ત્યાં સુધી જે કાયદો હરેક શહેરીને વાણી અને વર્તનની સ્વતંત્રતા આપે છે તે કાયદો તમે તોડયો છે. આ લોકના સામાન્ય હકો છે અને તે પ્રાથમિક હકોના ઉપર લોકની વફાદારીનો આધાર રહેલો છે.

એવું કહેવાય છે કે આ મંડળો કાયદાના અમલની વચ્ચે પડે છે અને વ્યવસ્થા જાળવવામાં વિઘ્નરૂપ થાય છે. જો તેમજ હોય તો દેશનો સામાન્ય ફોજદારી કાયદો તૈયાર છે અને પુરતો તે હોવો જોઇએ. કલકત્તામા હિંસા થયાનો એક પણ દાખલો મારી જાણમાં નથી. પોલીસે તેવા એક પણ દાખલાની ખબર આપી નથી. હિંસાના આરોપોમાં તપાસ થવી જોઇએ અને તેજ કારણથી તેવા આરોપો મુકવામાં આવ્યા નથી પણ ધમકી અને દમદાટીના આરોપો સહેલાઇથી મુકી શકાય છે કારણકે તેની તપાસ થઇ શકતી નથી, સત્તાધારીઓને હું એક સવાલ પુછીશ કે પોલીસને એકપણ ધમકી કે દમદાટીની ખબર મળી હતી ? સ્થાનિક સરકારને પણ સામાન્ય

આક્ષેપો શિવાયના અસહકારીઓએ કલકત્તાના " રાજભકતો " ને આપેલી ધમકીઓના ચોક્કસ આક્ષેપોની તપાસને આધારે પણ શું છે ? " નોમીનીસ અમ્બ્રા " ના નામથી કલકત્તાના અંગ્રેજી પત્ર લખનાર એક અંગ્રેજ પત્રકારે પોતાનો અભિપ્રાય આપ્યો છે કે હડતાળ લોકોએ રાજીખુશીથી સ્વીકારી હતી. ૨૪ મી નવેંબરના " કેપીટલ " ના અંકમાં " ડીચર " ની નીત્ય નોંધમાં વાંચવામાં આવે છે, લોકો જોઇ વીચારીને શરણ થતા હતા, પણ ધ્યાનથી અવલોકન કરનારથી એટલું જોયા વિના રહેવાતું નથી કે, નવા જુલમના "તેઓ રાજીખુશીથી ભોગ થતા હતા એટલુંજ નહિ, પણ સરકારની ડારથી તેમને આનંદ થતો હતો. " જો આમજ હોય તો હિંદી ફોજદારી કાયદાના સુધારાના ધારાની ૧૬ મી કલમ પ્રમાણે બહાર પાડવામાં આવેલા જાહેરનામાની તરફેણમાં શું કહી શકાશે ? ઈંગ્લાંડમાં જબરી હડતાળ ચાલતી હોય છે તે વખતની સ્થિતિ કરતાં ૧૭ મી નવેંબરની કલકત્તાની સ્થિતિ શું વધુ ખરાબ હતી ? અને શું એવું સુચવવામાં આવે છે કે હડતાળ દાબી દેવાની કે " પીકેટીંગ " અટકાવવાની સત્તા ઈંગ્લેંડની " કેબીનેટ " ના હાથમાં છે ? નહિં, ગૃહસ્થો, હિંદી ફોજદારી કાયદાના સુધારાના ધારાનો અમલ કરવાનો ખરો હેતુ એ નથી કે અસહકારીઓની દમદાટી અને ધમકીથી સમાજને બચાવવી એ હેતુ છે કે મહાસભા અને અસહકારની હીલચાલને કચડી નાંખવી તેવી ધમકીનો તમારે ઉત્તર વાળવાનો છે.

## સરકારનો હેતુ.

- એક બીજો હેતુ પણ સરકારની નજરમાં છે, તે એ છે કે ખુશી સખ્તાઇ અને જુલમથી નામદાર શાહજાદાની કલકત્તાની

મુલાકાતને ફત્તેહમંદ બનાવવી. તમારા સાની વતી હું માનપૂર્વક તેમની જાનને આપણી શુભેચ્છાઓ રજુ કરૂં. 'આપણી અને ઇંગ્લાંડના રાજકુટુંબની વચ્ચે કાંઇ પણ ઝઘડો નથી પણ અત્યારે તે અહીં જે સભાની સાથે સહકાર નહિ કરવાનો આપણે નિશ્ચય કર્યો છે, તે સભાના પ્રતિનિધિ તરીકે આવે છે, અને તેથી આપણે તેમને માન આપી શકીએ નહિ, વળી આપણે કોઇ પણ આનંદમાં ભાગ લઇ શકીએ તેમ નથી. આપણે આપણા રાષ્ટ્રિય અસ્તિત્વ, સ્વતંત્ર જીંદગી જીવવાના, અને આપણા પોતાના આદર્શો અનુસાર આપણું નસીબ ઘડવાના આપણા પ્રાથમિક હક્કનો સ્વીકાર કરાવવા માટે આપણે લડીએ છીએ, જે સત્તા આપણને આપણા પ્રાથમિક હક્કોની ના પાડે છે, તે સત્તાના પ્રતિનિધિને રાષ્ટ્રિય સ્વાગત કરવું એ આપણા માટે હડહડતો દંભજ ગણાય. નામદાર શાહજાદાને રાષ્ટ્રિય સ્વાગત આપવાની ના પાડવામાં તેના પોતાની કે ઇંગ્લાંડના રાજકુટુંબની કોઇ જાતની અવગણના નથી. તેમાં માત્ર નોકરશાહી સાથે સહકાર નહી કરવાનો નિશ્ચય છે.



## વસ્ત્રયજ્ઞ.

મહાત્મા ગાંધી અને કોંગ્રેસની આજ્ઞા છે કે પરદેશી વસ્ત્રો ત્યાગો. આપણા કેટલાયે કેળવાએલા ભાઇઓનું એવું કહેવું છે કે નાશ ન કરો. બાળી ન દો. ખુલના મોકલી આપો. દુકાળથી પીડાતા આપણા ભાઇઓ ઉપર મોકલી આપો. આમ કહેતી વખતે બીજા ઉપર ઉપકાર કરવાનો ભાવ હૃદયમાં ઉત્પન્ન થાય છે. પરદેશી વસ્ત્રોની હોળી કરવાનુ શા માટે કહેવામા આવે છે તે તમારે સારી રીતે જાણી લેવું જોઇએ. પરદેશી વસ્ત્રોનો અર્થ શું ? તેની મતલબ શું છે તે તમે સમજો છો ? એ બધી આપની ગુલામીની નિશાની છે, જે રોગથી આપણે પીડાઇએ છીએ તે છે. આપણા અપમાન, આપણી ધર્મહીનતા તથા ગુલામીની નિશાની છે.

આજથી ત્રીસ વર્ષ પહેલાં હું ઇંગ્લાંડમાં અભ્યાસ કરવા ગયો હતો, ત્યારે મેં હેરોડોટ ( Herodottes ) નું એક વાકય વાંચ્યું હતું તે યાદ આવે છે. India seem to be a wounderful country. It drains the wealth of the world but gives nothing in return."*

કેટલો વખત સુધી આનો અર્થ હું સમજી શકયો નહિં. આજથી દશ વર્ષ પહેલાં એક સુમુહુર્તે તેનો અર્થ મને સાંપડયો. અને તે ઇ. સ. ૧૯૧૬ માં પ્રમુખ તરીકે જણાવેલું કે હિંદ લઇ શકે છે, આપી શકતું નથી. અન્ન અને પહેરવાના વસ્ત્ર માટે બીજા ઉપર આ-

---

* હિંદ એક આશ્ચર્યજનક દેશ જણાય છે. આખી દુનીઆનું ધન ખેંચે છે પણ બદલામાં કંઈ આપતું નથી.

ધાર રાખવાં દરિદ્રી લોકનુ કામ છે. આપણે અન્ન તેમજ વસ્ત્રને માટે કદી પણ કોઇની આગળ હાથ લંબાવતા નહતા, આપણા ઘરનું અનાજ આપણા ખેતરમાં પાકતું. આપણાં કપડાં આપણા ઘરમાં જ તૈયાર થતાં. જે વખત આપણે નિરૂદ્યમમાં ગુમાવીએ છીએ અને કશુ કામ કરતા નથી તે વખત આપણે રેંટીઓ ચલાવવામાં ગાળવો જોઇએ. કલાક અડધો કલાક જેનાથી જેટલો બની શકે તેટલો વખત. કુટુંબમાં સાધારણ રીતે ચાર પાંચ માણસ હોય છે. સૌ ફુરસદની વખતે રેંટીઓ ચલાવે. વર્ષની આખરે જે સુતર તૈયાર થશે તેનું મૂલ્ય નહિ ગણાય. જો ઘરમાં શાળ હોય તો તેમ, નહિ તો વણકરને બોલાવી લઇએ. તેમજ રૂ નહિ હોય તો ખરીદી લઈએ. આ વર્ષે જે પ્રમાણમાં કપાસની ખેતી થઇ છે તે રીતે જો બે વર્ષ ચાલ્યું તો દરેક ગૃહસ્થના ઘરમાં રૂના છોડ દેખાશે. આ કંઇ ખોટી વાતો નથી. પહેલાં દરેક ગૃહસ્થના ઘરમાં તેમ હતું. હું જ્યારે આ વાત સમજ્યો ત્યારે ઘરમાં રૂનું પેડ તૈયાર કરાવ્યું હતું. તે ઉંચી જાતનું રૂ હતું. તે રૂમાંથી ઢાકાની મસ્લિન તૈયાર થાય છે. ઢાકાની મસ્લિન દેખાતી નથી. પાંચ સાત વર્ષ પહેલાં હતી. એવી ચીજ દુનીઆમાં ક્યાંય પણ બનતી નથી. લોક કહે છે કે રેંટીઆવડે તેવું સુતર તૈયાર નહિ થઇ શકે. હું કહું છું કે તે લોક તે ઇતિહાસ જાણતા નથી, તેમ જાણવાનો પ્રયત્ન પણ કરતા નથી રેંટીઆના સુતરવડે તેમજ દેશના કપાસવડે ઢાકાની મલમલ તૈયાર થતી હતી. રોમનો સમ્રાટ મહા મહેનતે પુષ્કળ રૂપીઆ ખરચીને તે મંગાવતા હતા. આપણે પોતાની જરૂરીઆતની ચીજો પોતાના ઘરમાં તૈયાર કરતા હતા, તેથી આપણને કોઇ વાતની તંગી પડતી નહતી. " ખેતરવાન, પુકુરેર

આજ, ઘરે ગોરૂર દુધ" આપણને બીજું શું જોઇએ? હું આજે પણ કહું છું કે બીજું બધું ચુલામાં જાય આપણને તો અન્ન અને વસ્ત્ર સાથે કામ છે.

આપણો જે ઉદ્યોગ જગતના આદરની વસ્તુ હતી, તે આપણે ગુમાવ્યો. જે બધી વિલાસની ચીજો હતી, જેના વગર જીવનયાત્રા ચાલી શકતી હતી, તે પરદેશ મોકલી દેતા અને પરદેશનું ધન ખેંચી લાવતા. ઉદ્યોગ અમૂલ્ય છે. હું પાંચહજાર રૂપીઆ આપીને ચિત્ર ખરીદ કરૂં. પણ તેની ખરેખરી કિંમત પાંચહજાર નથી. તેથીજ હેરોડોટસે કહ્યું હતું કે હિંદ આખી દુનીઆનું ધન લે છે. પણ કંઇ આપતો નથી આજે પૃથ્વી હિંદનું ધન ચુસી રહી છે. શા માટે? કારણકે આપણે મનુષ્યત્વને ગુમાવી બેઠા છીએ. આપણી કેળવણી આપણું જીવન નષ્ટ થઇ ગયું. તેથીજ આ સ્વરાજ્યના અદિોલનો મચ્યાં છે.

નવયુગના આરંભમાં હિંદના ઇતિહાસમાં નવા અધ્યાયની સૂચનામાં સ્વદેશી લો. એકવાર "જયમા" કહીને પ્રતિજ્ઞા લો કે કોઇપણ જાતનું પરદેશી વસ્ત્ર નહિ લઇએ. યુરોપના મહાયુદ્ધના વખતે કપડાંની એટલી તંગી હતી કે ખરીદી શકતા નહિ. ઘણે ઠેકાણે સ્ત્રીઓ કેળના પાંદડાવડે મર્યાદા સાચવી ઘરના બારણાં બંધ કરી રહેતી તે શું અજાણ્યું છે? હવે પણ શું તમે તમારૂં કામ નહિ ચલાવી શકો? એક વસ્ત્રના બે કકડા કરો અને બંનેને જુદાજુદા પહેરો. લાજ! શરીરની લાજ! હું પુછું છું કઇ લાજ વધારે, દેહની કે આત્માની? આજના નવયુગના આરંભમાં જો તમે માન્ચેસ્ટરનાં કપડાં પહેરી ઠાઠમાઠથી રસ્તા ઉપરથી જશો, તો લોક તમને શું કહેશે? બોર

સમજશે કે અંગ્રેજ લોક સારી પેઠે ખવડાવે છે પહેરાવે છે અને ગળામાં ઘંટ (!) ભેરવેલો રાખે છે. આપણી ઇજ્જતનું રક્ષણ કરવું હોય, તો આપણા પોતાના ઘરમાં કપડાં તૈયાર કરવાં જોઇએ પછી ફાંકડા ફક્કડલાલ રહીએ કે ન રહીએ. ભાઇ બ્હેનોનો કરૂણ સ્નેહ સુતરને તાંતણે તાંતણે વણાયો છે. તેથી કહું છું કે ભાઇ! પોતાનું રક્ષણ કરવું પડશે. સ્વદેશમંત્ર જપવો પડશે. અને મનુષ્ય છીએ એમ કહી દુનીઆને આપણે પરિચય આપવો પડશે.

હિંદનો ઇતિહાસ તમારા હાથમાં છે? નસીબની લીલાને શું તમે બદલી શકો છો! તમે આપઘાત કરો છો; તમારે માટે શું તે શક્ય છે? તમારૂં મન તમને પાછું ખેંચી લાવશે. તેથીજ તમને છેવટે ફરીથી કહું છું કે તમે દુનીઆના મેદાનમાં ઉતરી પડો. તમારો પ્રાણ જોઇએ, તેનો સ્પર્શ જોઇએ, તેને અમિદાહ જોઇએ, ભગવાન જોઇએ લીલા જોઇએ.



## સ્વરાજ્ય સાધન.

સ્વરાજ્ય એટલે શું? અથવા અસહકારની જરૂર શી? સ્વરાજ્યનો અર્થ બીજો કંઇજ નથી સ્વરાજ્યનો અર્થ એવો નથી કે પાર્લામેન્ટમાં એક કાયદો રચીને આપણને તે ભેટમાં મળશે. તેનું નામ સ્વરાજ્ય નથી તમારા આત્માનું ભાન કરાવવું તેનું નામ સ્વરાજ્ય. સૌની ઉન્નતિ એક નથી. સમસ્ત જાતિઓની ઉન્નતિ એક પ્રકારે નથી થતી. જેવી રીતે દરેક માણસની સ્વતંત્ર પ્રકૃતિ છે અને તે મહાપ્રકૃતિને આધીન હોવા છતાં દરેક માણસની પ્રકૃતિ સ્વતંત્ર છે; તેવાજ રીતે પ્રત્યેક જાતિની સ્વતંત્ર પ્રકૃતિ છે. તે પ્રકૃતિને અનુસરી તે જાતિનું હૃદય તપાસવું પડશે. તે પ્રકૃતિ આપણે ગુમાવી છે નહિ. તે પ્રકૃતિ ઢંકાઇ ગઇ છે. કારણ પ્રકૃતિને કોઇ ખોઇ શકતું નથી લાંબા સમયની આપણી પરાધીનતાનું દબાણ, તથા વિલાસપ્રિયતાથી આપણું સત્ય સ્વરૂપ જે આપણા ઘટઘટમાં છુપાયું છે તેની સાધના તેની પ્રાપ્તિ તે સ્વરાજ્ય છે. તે કોઇનું આપ્યું અપાતું નથી અંગ્રેજ એક કારભારની હક આપી શકે છે. અંગ્રેજ કહી શકે છે કે ગડબડનું કામજ શું છે? તમે સ્વાયત્તશાસન લો. પણ તે સ્વરાજ્ય નથી. તે તમારી પેદાશ નથી. તમારી સાધનાનું ફળ નથી. કોઇ સ્વરાજ્ય કહી આપી શક્યું છે? તમારે જાતે તે મેળવવું જોઇએ. તમારે તે સત્ય પ્રકૃતિને શોધીને બહાર આણી સંસાર સમક્ષ ઉભા રહેવાનું છે તેનું નામ સ્વરાજ્ય. મેં એક વખતે એક પત્રમાં લખ્યું હતું કે સ્વરાજ્ય સાધના આપણા હાથની વસ્તુ છે સ્વર્ગીય લોકમાન્ય તિલકે

---

તા. ૩૦મી સપ્ટેમ્બર ૧૯૨૧ના બાંગલાર કથામાં આ લેખ આવેલ હતો.

કહ્યું હતું કે "સ્વરાજ્ય એ મારો જન્મસિદ્ધ અધિકાર છે." આપણો અધિકાર શા માટે? આપણી પ્રકૃતિ ઉપર આપણો અધિકાર છે તેથી. મારૂં કંઇ ઐશ્વર્ય હોય, તો હું કહું કે એ ઐશ્વર્ય ઉપર મારો અધિકાર છે સ્વરાજ્ય આપણા અંતરમાં સ્વરાજ્ય આપણી પ્રકૃતિ, આપણી સત્ય પ્રકૃતિ; તેથી સ્વરાજ્ય ઉપર આપણો જન્મસિદ્ધ અધિકાર છે. વિધાતાએ એ અધિકાર આપ્યો છે. આપણી જે પ્રકૃતિ છે તે વિધાતાનું દાન છે; વિધાતાની લીલા છે. દાન કરતાં વિધાતાની લીલા મોટી છે. સમસ્ત જગતનો ઇતિહાસ તે વિધાતાની અંતરગ લીલાનો પ્રકાશ છે, તે સમસ્ત ઇતિહાસ છે તે ભારતનો ઇતિહાસ છે લીલામયનો ગુણ શુ? લીલામયનુ સ્વરૂપ શું? તે વિશેષતા માંગે છે. આપણા વૈષ્ણવશાસ્ત્રમાં કહ્યું છે કે તે નિજને વહુ ગણે છે અને સ્વરં તે વહુપણાનો ઉપભોગ કરે છે. મહાપ્રભુ એજ વાત કહી ગયા છે પોતાને વહુ કરીને તે વહુત્વનો આસ્વાદ લે છે તે આસ્વાદનનું ફળ તે અંતરંગલીલા નહિ પણ જગતનો ઇતિહાસ છે. તે યુગે યુગે પોતાને વહુ કરે છે અને ભિન ભિન્ન જાતિની વિશિષ્ટતાનું જાને રક્ષણ કરે છે. કર્ત્તવ્ય શું છે તે વાત હિંદુ મુસલમાનને સમજાવવાની જરૂર નથી. હું અંગ્રેજોની રાજનીતિને નથી માનતો. કારણકે તેની અંદર કંઈ સાચી વાત રહી શકતી નથી, મેં બહુ અભ્યાસ કર્યો છે અત્યારે સમજાય છે કે તેમાં ઘણી ભૂલ છે. એ સ્વરાજ્યમાં આપણે આપણો અધિકાર શા માટે કહીએ છીએ? મનુષ્યનો ધર્મ કહેવાથી શું સમજવું? યુગશંખ વાગી રહ્યો છે અને યુગ ધર્મ આવતાં તેનું પાલન કરવું પડે છે. અત્યારે આપણી ફરજ શું છે? ભગવાનની લીલાથી હિંદમાં નવી જાતિ ઉઠી છે. તે લીલામાં મદદ કરવી એ આપણું કર્ત્તવ્ય છે. કારણ કે દરેક માણસનું કર્ત્તવ્ય, દરેક જાતિનું કર્ત્તવ્ય

ભગવાનની લીલાના સહચર થવામાં છે. આપણે સહચર બનવું પડશે. બીજો ઉપાયજ નથી. આજે, કાલે, બે દિવસ પછી, સીધા રસ્તે કે વાંકા રસ્તે ભગવાનની લીલાના સહચર થવું પડશે, કહેવાનું એજ કે સીધે માર્ગે કે વાંકે માર્ગે આ લીલાની મધ્યમાં આવ્હાહન થઇ રહ્યું છે. શા માટે? તે જાણે કયા માર્ગે? તે જાણે આયુગધ્વનિ તે પંથનો સહચર છે, સ્વરાજ્ય સાધના આપણું કર્તવ્ય છે. કારણ કે ભગવાનની લીલામાં તેના સહચર આપણે બન્યા વિના છુટકો નથી. કોઇ આ વાતને જાણે છે, તો કોઇ નથી જાણતું, જે સારી રીતે જાણે છે તે બહુ ઉંચે ચઢી ગયા છે; પરંતુ જાણતાં અજાણતાં પણ આપણે ભગવાનની લીલાના સહચર છીએ. તેથી સ્વરાજ્ય આપણું કર્તવ્ય છે સ્વરાજ્ય આપણે જોઇએ છીએ તમે તમારી પ્રકૃતિને નહિ શોધશો, તો શું તમારી પ્રકૃતિની શોધ અંગ્રેજ કરશે? કેટલી શરમાવનારી વાત છે! આપણા દેશની જે ચરમ સાધના છે મહાપ્રભુ જે ધર્મરક્ષા કરી ગયા છે તેને કેળવાએલા લોકો કહેવાથી નહિ સમજી શકે એવું શિક્ષણ મળ્યું છે. તમે સ્વરાજ્યને શા માટે ચાહો છો? હું શા માટે ચાહું છું તે શી રીતે સમજાવું? ગુલામીની કેવી જ્વાળા છે? કેવી રીતે સમજાવું? જે ભૂખ્યાં હોય છે તે શી રીતે સમજાવી શકે છે કે તે અન્ન-આહાર શા માટે માગે છે? શું તે યુક્તિદ્વારા સમજાવી શકે છે કે તર્ક કરીને સિદ્ધ કરી શકે છે કે કેમ સ્વરાજ્ય જોઇએ છીએ? દાસત્વની જ્વાલાથી મરી રહ્યો છું તેથી સ્વરાજ્ય જોઇએ છીએ. હું તે દાસત્વને દૂર કરવા માંગું છું. પોતાની પ્રકૃતિને શોધતી વખતે જે મિથ્યાને આપણે આશ્રય આપતા આવ્યા હોઇએ તેને દૂર કાઢ્યા વિના પ્રકૃતિની સાધના નહિ થઇ શકે. તેથી સ્વરાજ્ય જોઇએ.

આજે આપણને આશ્રય શું છે ? આપણા જીવનનો પ્રત્યેક કક્ષ, આપણું ધર્માચરણ, આપણી શિક્ષાદિક્ષા, વાદ વિસમ્વાદ મટાડવાનો ભાર, આપણી ધર્મક્રિયા, આપણા કર્તવ્ય બધું કોઇ બીજાના હાથમાં સોંપી આપણે બેસી પડયા છીએ. જે બીજા છે, જેની પ્રકૃતિ સાથે આપણી પ્રકૃતિનું કંઇ સામ્ય નથી, તેને બને હાથવડે આલીંગન કરીને આપણે સમજીએ છીએ કે મોટો આશ્રય મળેલો છે. અરે મૂર્ખ એ તે શું આશ્રય છે ? તે મિથ્યા છે. તે પ્રલોભન છે. તે મોહ છે. તે દુઃસ્વપ્ન છે. ખરો આશ્રય તે છે કે જે પોતાની પ્રકૃતિ, શક્તિ, ઉપર આધાર રાખે છે. તમારા ઘટમાં છે. જે તમારૂં કર્તવ્ય છે, તેને બહાર પ્રકાશિત કરો. તમે તેને શા માટે ભૂલો છો ? એકવાર ભૂલીને મિથ્યા આશ્રય ઉપર ઉભા થઇ ગયા છો. તે વાત આજે દેશને શીખવવી પડશે. કેળવાએલા વર્ગને સમજાવવી પડશે. આપણે આપણા જાતિય જીવનની બધી કક્ષાઓ શિક્ષાદિક્ષા પણ બીજાના હાથમાં આપી બેઠા છીએ. હવે તેના હાથમાંથી શાંતિમય ઉપાયદ્વારા આપણી વસ્તુ લઇ લેવાની છે. એ આપણી સ્વરાજ્ય સ્થાપના. આપણે અત્યાર સુધી જે શિક્ષાદિક્ષા માયાને વશ થઇ પરદેશીઓના હાથમાં રાખી છે, જે ધર્મને માટે છે તે મોહથી આપણો ઉદ્ધાર કરી સાવધાનતાથી તેને લઈ આવીએ. ખેંચીને લઇ આવીએ.



## સ્વરાજ્યના પંથે.

આપણું તેમજ આપણી જાતિનું હૃદય પાપોથી મલિન તેમજ ઢંકાએલું હોવાથી સ્વરાજ્ય મળતું નથી. સ્વરાજ્ય મળતાં પ્રાયશ્ચિત કરવું પડશે. શાથી મલિનતા થઇ? આપણું જાતિય જીવન શાથી નષ્ટ અને અપવિત્ર બન્યું તે શોધીને બહાર કાઢવુ પડશે અને સાથે સાથે તે દુષ્કર્મોને પણ દૂર કરવા પડશે.

આ શાસનપ્રણાલિ જેને લીધે દુનીઆમાં આપણું માથું નીચું નમી રહ્યું છે. તે કોણ ચલાવી રહ્યું છે. આ નોકરશાહી કોણ છે? આ કાળને ચલાવનાર કોણ છે? ચલાવનાર છે હિંદના હિંદુ અને મુસલમાનો. તે કળને કંઇપણ અડચણ કીધા વગર ચલાવવાથીજ આપણા ઉપર આટલાં દુઃખ અને આટલી મલિનતાની સૃષ્ટિ થઇ. તેથી કોંગ્રેસની આજ્ઞા છે કે હિંદુ મુસલમાન એકતા કરીને પ્રાયશ્ચિત કરો. આમ શુદ્ધિદ્વારા સ્વરાજ્ય સ્થાપો. આ શાસનચક્ર જ આપણા માટે સ્મારક યંત્ર છે. હવે તે ચલાવવું બંધ કરો. હાથ ખેંચી લો. એજ હિંદીઓનું પ્રાયશ્ચિત, એ પ્રાયશ્ચિત જે દિવસે કરશો, તે દિવસે તમારૂં હૃદય તમારી જાતિનું હૃદય પવિત્ર થઇ જશે; અને તેજ દિવસે સ્વરાજ્ય પણ થશે. અંગ્રેજો નોકરશાહી અમલ શી રીતે ચાલી રહ્યો છે તે તમે જાણો છો? નિશાળના વિદ્યાર્થીઓ, માસ્તરો, અદાલતના વકીલ મુખત્યાર, જડજ, ડેપ્યુટી, મેજીસ્ટ્રેટ, પોલીસ, લશ્કર, એ બધાનું સંચલન હિંદના હિંદુ મુસલમાનજ કરી રહ્યા છે. હિંદુ મુસલમાનજ આ શાસનચક્ર ચલાવી રહ્યા છે. આપણાજ ભાઇ આપણા કરી રહ્યા છે પણ જાણતા નથી. મહાત્મા ગાંધી આર્તનાદ

* ભાંગબાર કથા

કરી રહ્યા છે. શા માટે? કારણ કે ભારતીય મહાપ્રજા આપઘાત કરનારી થઇ ગઇ છે. આપઘાતી! અરે આપઘાત કરનારા હિંદુ મુસલમાન ભાઇઓ! તમે તમારૂં હૃદય પવિત્ર કરો. તમારા હાથને હવે વધારે કલુષિત ન કરો. ભગવાનનું નામ લો. જે ચક્રથી તમારી સ્વાધીનતા અને સકળ સુખ નાશ પામ્યા છે, તે ચક્રથી તમારા હાથ ખેંચી લો. જો તમે તેમ કરશો, તો નક્કી સ્વરાજ્ય મળશે.

સ્વરાજ્ય એક પ્રકારની શાસન પ્રણાલિ છે. એમ જેઓ માને છે તેઓએ તત્વને નથી પીછાણતા. તે નથી જાણતા કે સ્વરાજ્ય થયા પછી શાસન પ્રણાલી સ્થપાય છે. પહેલાં સ્વરાજ્ય પછી શાસન પ્રણાલિ તેથી સાબીત થાય છે કે હજી સુધી સ્વરાજ્ય નથી.

સ્વરાજ્યનો અર્થ શું? સ્વરાજ્યનો અર્થ હિંદુમુસલમાન એકતાથી જે એક નવિન જાતની સૃષ્ટિ થઇ છે તેમના શુદ્ધ મનની ઇચ્છામાં રહેલી જીવનપ્રણાલિ તે ઇચ્છાને પ્રકટિત કરવાનો ઉપાય શો? વાસનાને પ્રગાઢ, ઇચ્છા શક્તિને સંયત અને આકાક્ષાઓને દૃઢ કરવી તે. જે દિવસે હિંદના સ્ત્રીપુરૂષો એકકે અવાજે કહેશે કે સ્વરાજ્ય અમારે જોઇએ છે તેજ ક્ષણે સ્વરાજ્ય થઇ જશે. તે વખતે સૌને પોતાનું સ્વરાજ્ય સ્વીકારવાનું; પરંતુ ગુલામીની જંજીરમાં જેનું હૃદય જકડાયું છે, તેની સમજમાં આ નથી ઉતરતું. તે તો એમજ સમજે છે કે સ્વરાજ્ય એક શાસન પ્રણાલી છે. ભગવાનની કરૂણા પ્રાર્થના કરો. હૃદય પવિત્ર કરો ત્યારે તમે સમજશો કે સ્વરાજ્ય શું છે?

આ સ્વરાજ્ય શી રીતે મળશે? ભલભલા વિચાર કરે છે. ઘણાયે લોક હસે છે. જે વખતે મહાત્મા ગાંધીએ પહેલવહેલું જણાવ્યું કે ત્રણ મહિનામાં એક કરોડ રૂપીઆ, એક કરોડ સભાસદ અને વીસ લાખ રેંટીઆ જોઇએ ત્યારે ઘણા લોકોએ મશ્કરી કરવા માંડી

હતી. ઘણા જણે કહ્યું હતું કે દેશના કામ માટે એક કરોડ રૂપીઆ માંગવા એ ગાંધીજીનું ગાંડપણ છે. એવડી મોટી રકમ શું એટલા વખતમાં એકઠા થઈ શકે છે? પાગલો વિના બીજા કોણ એવી વાતો કરે છે! ઇશ્વરકૃપાથી ત્રણ માસમાં એક કરોડ ઉપર રૂપીઆ, એક કરોડ સભાસદ અને વીસ લાખને બદલે ચાલીસ લાખ રેંટીઆ ચાલુ થઈ ગયા.

ઘણા લોક કહે છે કે એક કરોડ રૂપીઆ, એક કરોડ સભાસદ. અને વીસ લાખ રેંટીઆ થવાથી સ્વરાજ્ય મળશે. પણ હજી ક્યાં છે? આવી જાતના સવાલ ઘણાના મનમાં થાય છે. સવાલોના જવાબ દઈ શકાય છે, પણ જે જાગવા છતાં સુતેલા હોવાનો ઢોંગ કરે છે તેને શી રીતે ઉઠાડાય? એક કરોડ સભાસદ એક કરોડ રૂપીઆ અને વીસ લાખ રેંટીઆથીજ શું સ્વરાજ્ય થઇ શકે? કોઇ કહી શકતું નથી કે સ્વરાજ્ય થાય. એથી તો સ્વરાજ્યની સીડી તૈયાર થાય. પહેલું પગથીઉં ચઢતાંજ કોઇ કહે કે મજલા ઉપર તો પહોંચ્યા નહિ; તો દોષ કોનો? દોષ તેનો પોતાનો. નહિ કે મજલાનો. જ્યારે આપણે બધા પગથીઆં ચઢીશું, ત્યારે સ્વરાજ્ય મળશે. સ્વરાજ્ય એ શું બચ્ચાંની રમત છે.

પરદેશીના બહિષ્કાર સંબંધમાં તેમજ સ્વદેશીને વિષે પંડિત લોક જાતજાતના તર્ક કરવા લાગે છે કે યંત્રની સામે શું આપણે હાથ વડે કપડા તૈયાર કરી બરોબરી કરી શકીશું? પાશ્ચાત્ય સાથેના સંબંધને લીધે તેમજ રાજનૈતિક હીકાનોમાંથી આપણા મગજ એવા ભરાઇ ગયા છે કે સીધી સાદી વાત પણ તર્ક કર્યા વિના નથી ઉતરતી. ઈંગ્લાંડની મોટી મોટી મીલો, હજારો કારખાના! માન્ચેસ્ટ-

રથી સ્ટીમરની સ્ટીમર ભરીને કાપડ આવે છે તેની બરોબરી શું તમે રેંટીઓ ચલાવીને કરશો ? હું તો નથી માનતો કે કરી શકું. તેમ કરવાની ઇચ્છા પણ નથી. તેમની મોટી મોટી મીલોની સામે આપણે કંઇ વીસાતમાં નથી. તેમની સેંકડો વર્ષની સાધના આપણે એક દિવસમાં શી રીતે કરી શકીએ ? હિંદને માટે તે માર્ગ નથી. તેનો માર્ગ જુદો છે.

પહેલાં આપણા દેશમાં ઘેર ઘેર રેંટાઓ ચાલતા હતા. જ્યારે જ્યારે કામથી નવરાસ મળતી, ત્યારે ત્યારે સ્ત્રીઓ રેંટીઓ ચલાવતી. તે રેંટીઆના સુતર વડે આખા કુટુંબ માટે કપડા તૈયાર થતા. તેજ વાત આજે સમયના ચક્રને લીધે આપણને સ્વપ્નવત્ લાગે છે. ગુલામીમાં સડવાને કારણે જે સુંદર પ્રથાને આજે હિંદ ભૂલી ગયું છે તેની યાદ દેવડાવતાં ચર્ચા ચલાવતાં લોક ગાળ દેવા માંડે છે અને ગાંડા ગણે છે. પણ ખરૂં જોતાં ગાંડા કોણ છે ? તમેજ. તમે હજી સુધી વિદેશીની ઠોકરો ખાયા કરો છો તેથી તમે પાગલ છો નહિ કે અમે. આજે કરોડો હિંદીઓને કોણ ભૂખે મારી રહ્યું છે ? જેવી રીતે ખેડુત પોતાને ઘેર અનાજ તૈયાર કરીને ભોજન બનાવે છે, તેવી રીતે સમયપર આપણે વસ્ત્ર પણ ઘેર તૈયાર કરી લેતા હતા. તો આજે શા માટે કહો છો કે યુરોપમાં, મેન્ચેસ્ટરમાં, મોટી મોટી મીલો છે, આપણે શું કરી શકીશું ? પ્યારા ભાઇઓ ! માત્ર તર્ક કર્યા કરવાથી કંઇ નહિ વળે. વિશ્વાસ જોઇએ. કામની આકાંક્ષા જોઇએ. તેમાં સામા ઉભા રહેવાની વાતજ નથી. આપણે સામે ઉભા રહેવા માંગતા નથી. આપણને તો માત્ર વિદેશીઓના હાથમાંથી મુક્તિ, પવિત્રતા અને મનુષ્યત્વ હીનતાનો નાશ કરી જોઇએ છે આપણો ઉદ્ધાર.

# અવિશ્વાસીને સ્વરાજ્ય પ્રાપ્તિ !

હે અવિશ્વાસી ! તારે સ્વરાજ્ય લેવું પડશે. કારણુ કે એ વિધાતાનું દાન છે, તે તારો ધર્મ છે. સ્વરાજ્યથી તમારો હાથ દૂર રાખી તેમાં વિઘ્ન નાખી શકશો એમ તમે સમજો છો ? ભાગ્ય વિધાતાએ સ્વરાજ્યનું દાન જે આપેલું છે તે તમારે લેવુંજ પડશે. સત્પંથે જો નથી જવા માંગતા, આજ જો તમે મહાત્મા ગાંધીનું *આહ્વાહન નથી સાંભળવા માંગતા, તો કાલે તમે ક્યાં રહેશો ? તે વખતે તમારે અત્યાચારના મુખમાં જવુંજ પડશે. પ્રેમને પંથે પરમેશ્વર આજે તમને પુકારી રહ્યો છે ઇશારો કરીને પોતાની નીકટ તેડી રહ્યો છે. ભાઇ ! આજ તમે તે આહ્વાહન સંબંધી બહેરા બનશો સાંભળ્યું ન સાંભળ્યું કરશો, તો કાલે શું થશે તેનો બરાબર વિચાર કરો. જનસમાજ શું શાંત રહીનેજ બેસી રહેશે ? જો તમે એટલો સ્વાર્થ ત્યાગ નહિ કરો, તો પરમાત્મા તમને અત્યાચારના પંથે-કષ્ટના પંથે-સ્વરાજ્યમાં લઈ જશે. સ્વરાજ્ય તો લેવુંજ પડશે. સ્વરાજ્ય લેવુ એ તમારો ધર્મ છે. તે ધર્મનું પાલન તમારે કરવુંજ પડશે. પ્રત્યેક યુગમાં ભગવાનની વાણી એજ છે કે તમારે સ્વરાજ્ય મેળવવુંજ પડશે, જે તમારો ધર્મ છે તે તમારે સ્વીકારવોજ પડશે. ક્યાં સુધી એંઠાઇને ચાલશો ? યુગ ધર્મને શું કોઇ હઠાવી શક્યું છે ? મિથ્યા તર્કજાળમાં ક્યાં સુધી તમે પોતાને બાંધી રાખશો ? ભગવાનની વાણી કોઇ નહિ તો કોઇ દિવસે પણ હૃદયમાં જાગશે, મહાત્માની વાણી સાંભળો. શાંતિને માર્ગે ચાલો અને સ્વરાજ્ય-ઉદ્ધાર કરો. જે

* બાંગબાર કથા.

સ્વરાજ્ય નથી ચાહતા તેને જીવવાથી શું લાભ કે ફળ છે ! તમારો જે નાયક છે તે જ્યાં સુધી નાયક તરીકે કામ કરે છે ત્યાં સુધી નાયક છે. આજે જે વિધાતાની વાણીને નહિ માનશે તે નાયક નથી. આજે જન સાધારણ નાયક થશે. દેશના બ્રાહ્મણ વગેરે સર્વનો ધ્વંસ થઇ જાય–મરી જાય, તો કંઇ ફીકર નહિ, હું તો કહું છું કે ગમે તેમ થાય, પણ દેશ જાગે અને નુતન શક્તિ મેળવે. દેશની કોઇ વ્યક્તિ ન રહે તો ફીકર નહિ. પણ હિંદ તો રહેશેજ. જે સાધના ભારત વર્ષના પાને પાને છે, જેનો ઇશારો આજે સંભળાઈ રહ્યો છે તે સાધના જાગશે: જરૂર જાગશે, એ વિધાતાની લીલા છે. જો તમે તે લીલાના સહચર નહિ થશો, તો તમારો નાશ થશે. તમે કદી ટકી નહિ શકો; મરી જશો. તેથી કહું છું કે ભાઇ આજે શાંતિપંથ ઉપર ચાલ્યા આવો. આજે નહિ આવશો, તો કાલે તો આવવુંજ પડશે. મૃત્યુ તમારા બારણે ઉભુ છે. સાંભળો આ ભગવાનના રથચક્રનો ઘર્ઘર ધ્વનિ–ઇચ્છા હોય, તો જુઓ. ચારે બાજુ આ જાતિના જાતિત્વની ધારા વહી રહી છે. તે જાતિ અવશ્ય જાગશે. જુઓ ચારે બાજુ રુદ્રશક્તિની પ્રચંડ લીલા ! એ જાતિ ઉઠશે અવશ્ય ઉઠશે. આ બાજુ જનતા ઉઠી રહી છે. મારા ડરપોક ભાઇ ! સ્વાર્થાંધ થઇ એ સમયે તમે શું કરી શકશો ? ભય અને સ્વાર્થને ઠોકરોથી દૂર કરી દો.



## રાષ્ટ્રીય શિક્ષણ.

આપણો એવો ઘૃણિત સ્વભાવ થઇ ગયો છે કે જે લોકોએ અંગ્રેજી કેળવણી નથી લીધી તેમને આપણે ઘૃણાની નજરે જોઇયે છીએ. તેમને અશિક્ષિત અને નિરક્ષર કહીએ છીએ અને તેમના અજ્ઞાન ઉપર હસીએ છીએં. પરંતુ આપણા એ અભણ દેશબંધુઓ સહૃદયા છે, દેવપૂજા કરે છે, અતિથિ સત્કાર કરે છે. પોતાના દુઃખી પાડોશીના દુઃખમા ભાગ લે છે. આપણને શાબ્દિક કેળવણીથી જેટલો લાભ નથી થયો તેટલો તેમને અનુભવ વડે થયો છે. જો આપણે નવિન ઉઠેલા રાષ્ટ્રીય આત્માને સજ્ઞાન પંડિત રાખવા માગતા હોઇએ તો તેને અંગ્રેજીને બદલે માતૃભાષાદ્વારા શિક્ષણ અપાવું જોઇએ. જે કેળવણી આજે આપણને મળી રહી છે તે કૃત્રિમ અને ગુલામીની વસ્તુ છે તે આપણા રાષ્ટ્રિય આત્માને અનુકુળ નથી. તેથી અંતરાત્માથી આપણે તેને ટેકો નથી આપી શકતા.

યુનિવર્સિટિઓમાંથી બી. એ. અને એમ. એ. અંગ્રેજી કારખાનામાથી જેવી રીતે બટન અને પીન નીકળે છે તેમ નીકળે છે પણ આપણે મનુષ્ય પણ બનાવીએ છીએ. આપણે જનતાના સુતેલા આત્મજ્ઞાન અને આત્મ સન્માનને પણ જગાડીએ છીએ ? આ ઉંચી કેળવણી લોકોને અંધા અને અભિમાની, અંતરાત્મહિન વિમુખ, અજ્ઞાનના ઉપાસક બનાવે છે. હું ફરીથી પૂછુ છું કે એક ખોટા આદર્શ પાછળ ધન અને શક્તિનો આટલો બધો નાહક ખર્ચ શા માટે થઇ રહ્યો છે !

## લોકમતનું સર્વોપરિ સ્થાન.

હું મારી યોગ્યતા પ્રમાણે આ કામમાં મારા પ્રાણ સમર્પી દઇશ એવો મારો દૃઢ સંકલ્પ છે. જનતાના શબ્દને માન અપાવીશ. જે લોક આ શિશુ લોકમતને ગળું દબાવી મોઢું બંધ કરવા માંગે છે તે સ્વાધીનતા અને ભ્રાતૃત્વના યુદ્ધમાં અમારા નેતા નથી થઇ શકતા. પછી ગમે તેવા મહાપુરૂષ તે હોય. જોઇએ તો લડી જાય અથવા લોકમતને ટેકો આપે. લોકમતનો સમય આવી પહોંચ્યો છે. હું એ પ્રકાશની ઝળક અત્યારે પણ જોઇ શકુ છું. આપણે એવા લોક જોઇએ છે કે જેઓ એમ કહે કે અમારી કોઇ સંમતિ છેજ નહિ. જો છે, તો રહેવા દો. લોકમતને અનુસરવા દો.

---

## આપણું લક્ષ્ય.

આપણે પોતાના સંકુચિત ક્ષુદ્રસ્વાર્થને માટે, આજના ક્ષણિક લાભને માટે, વર્તમાનકાળના મનુષ્યો કે શિક્ષિત વર્ગના કલ્યાણ માટે નથી લડી રહ્યા. જો આપણામાંથી કોઇના પણ હૃદયમાં કોઇ સ્વાર્થમય આદર્શ હોય, તો હું તેનાથી છુટો રહેવા માંગુ છું. મારૂં કહેવાનુ એ છે કે મારી ગમે તે ગતિ થાય, વર્તમાનકાળના મનુષ્યો કે શિક્ષિત વર્ગપર ગમે તેવી તો પણ મારી નજરમાં માત્ર રાષ્ટ્રના અભ્યુદયનુંજ મહત્વ છે. જો આ કાર્યમાં હું મરી પણ ગયો, તો શું થયું ? મને વિશ્વાસ છે કે જ્યાં સુધી મારી આશા ફળે નહિ, અને આદર્શ પાર પડે નહિ, ત્યાં સુધી આ દેશમાં હું ફરી ફરીને જન્મ લઇશ તેને માટેજ જીવીશ, તેને માટેજ આશા કરીશ, મારી બધી શક્તિ અને બધા પ્રેમથી તેને માટે પ્રયત્ન કરીશ.

---

## શાસનપદ્ધતિ.

સ્વીટ્ઝર્લેન્ડ, ઈંગ્લાંડ કે ઓસ્ટ્રેલીઆમાં કેવી રીતે અમલ ચાલે છે તેની મને પરવા નથી. આપણી પદ્ધતિ આપણેજ નક્કી કરીશું. મારી ઇચ્છા છે કે આપણી પદ્ધતિ આપણા દેશને અનુકૂળ હોય અને ભારતીય મહાપદ્ધતિ કહી શકાય તેવી જોઇએ. ત્યાં સુધી ખાલી કરાર કરવાની જરૂર નથી. આપણી બધી શક્તિ એકત્રિત કરો. અને ગામેગામ, શહેરેશહેર, પ્રાંતીય સભાઓમાં અને આ કોંગ્રેસમાં એક્કે અવાજે કહો કે જ્યાં સુધી અમલ ચલાવવાનો બધો અધિકાર અમારા હાથમાં નહિ આવશે ત્યાં સુધી અમે સંતુષ્ટ થવાના નથી. તે અમારૂં કુદરતી અમારાપણું છે એ દરેક વ્યક્તિનું સ્વત્વ છે કે તે જીવિત રહી શકે તેમ વૃદ્ધિ મેળવી શકે. આ સ્વત્વ અમારી પાસેથી બહાના કાઢીને અને દગો દઈને અન્યાયથી છીનવી લેવામાં આવ્યું છે. પણ હવે અમે જાગ્યા છીએ. અત્યાર સુધી અમે ઉંઘતા હતા પણ પ્રભુકૃપાથી હવે અમે જાગૃત થયા છીએ અને પોતાનું સ્વત્વ માંગીએ છીએ.



સજ્જનો ! અમોએ તૈયાર કરેલી ખુશબો'.ર ચિજો ઘણા ઉમદા અને કિફાયત ભાવે હિંદુસ્થાન ઉપરાંત વિલાયતમાં જથાબંધ જાય છે, જો આપને જરૂર પડે તો એકવાર જરૂર મંગાવો અમારી ખુશબોદાર ચિજો દેખી આપની તબીયત ખુશ થઇ જશે અમોને આશા છે કે એક વખત જરૂર ઓર્ડર આપશો.

અત્તર મલિયાગિરિ સન્દલ પર બનેલું.

ગુલાબ, કેવડા, હિના, ઇસ્તબોલ મુશ્કઅમ્બર, ખસ, પાનડી, જુઇ મોતિયા, મોગરા, ચંમેલી, ચમ્પા, જસમિન, મેંદા, આમ, મોલથી,-કીંમત પ્રત્યેક તોલાની રૂ. ૧, ૨, ૩, ૫, ૧૦)

રૂ. ૨ કીંમત તોલાની રૂ. ૨!

ગુલાબ નં. ૩૦, ૪૦, ૫૦, ૬૦, ૭૦ અને ૮૦) રૂ.

,, ખસ—૧॥ ૨, ૩, ૪, ૫, ૭.

,, પાનડી ૧॥, ૨, ૨, ૩, ૫.

ગુલાબ જળ—०॥ ०॥। આ. ૧) ૨, ૪, ૫, રૂા.

કેવડાનું જળ—०॥ ०॥। અને ૧, ૨, ૪, ૫.

ખુશબોદાર તેલ દર રૂ. ૨)નું શેર

| તેલનું નામ | કીં. શેરની |
|---|---|
| ચમેલી, બેલા, | ૩, ૪, ૬, ૭, ૮, ૧૦) |
| મસાલા, | ૩, ૪, ૫, |
| કેવડા ગુલરોગન | ૩, ૪, ૬, ૭, ૮, ૧૦) |
| સનીરા મોગરા | ૩, ૪, ૬, ૭, ૮, ૧૦) |
| હિના આંબળા | ૩, ૪, ૬, ૭, ૮, ૧૦) |

ખાવાની ખુશબોદાર નંબર મુશ્કી ગોલી ૮૦) ૫૦, ૪૦, ૩૦, ૨૦, ૧૦) શેર. સ્વાદાર મુશ્કી ૨૦, ૧૦, ૪, ૬, ૨, ०॥ પતી ૩, ૨॥, ૨, ૧॥, ૧, ०॥ લિલા તંબાકુ બીડી. ०॥ આ. ડીબ્બી.

पता—छक्कूमल खाकीराम जैन पाठवाला।
अत्तर मर्चन्टस—कनौज
(यु० पी०) इन्डिया।

# વેચતા નથી મુફત લીએ.

નામ૦ નપુસકખી આ દવા ખાવાથી પ્રેમનો મજા કલાક સુધી જોઇલો એવ દવા કોઇ જગ્યાએ નથી છે જે લોક સંસારી સુખથી હાથ ધોય બેઠા હોય છાનામાના મંગાવીને જોવો ૨૪ ગોરીથી ઓછું ન મલે કીં૦ રૂ. ૨ાા, તેની સાથે ૨૦ નેતા તથા ભારત માતા ફોટોવાલું સ્વદેશી કપડાનું ઉમદા રંગથી છાપેલા રૂમાલ મુફત ૫૦ ગોળી સાથે આ રેશમી રૂમાલ મુફત કીં. રૂ. ૫)

## ભારત માતા તથા ૨૦ નેતાવાળો રૂમાલ.

આ સ્વદેશી ઉમદા કાપડામાં વર ઉમદા રંગથી ૬૪ ઘર છાપેલી છે એમાં ૮ માણુસ સુધી રમી શકે છે. આ રમત લીધા પછી છોડવાનું મન નથી કરતું જે સૌથી પેલા સ્વરાજ ઘરમાં જાય છે તે આ બાજી જીતે છે પગથી તથા સર્પ ૬–૬ ચઢવા ઉતરવાનો રસ્તો છે, ખેલ ઘર ગુસહજનો છે, ૮ ગોટી ૨ પાસા સહિત કીં૦ રૂ. ૨) ત્રણુ લેવાથી જાદુનો સ્વદેશી રકમડા રૂકમણીજી સીસુપાલનો જોવાથી મોંઢું ફેરલીએ છે, ક્રસ્નનો જોવાથી સામે ઉભી રહે છે.

## નવો ખલ સ્વદેશી સ્વરાજ ચોસર.

આ દેશી વસ્ત્ર ઉમદા કપડામાં પ્રાવ ૨૦ ભારતના મોટા નેતા તથા ભારત માતા વાળુ વ ઉમદા રંગથી ફોટો છાપેલા ૧ દર્જન કીં૦ રૂ. ૬ રેશમી એજ રૂમાલ ૧ દર્જન કીં૦ ૧૬) ૨૮) ૩૦) તેને સાથે આ આશ્ચર્ય તમાસો જોવાથી હસી પડે છે તે મુફત લીઓ.

## માટાની કીંમતમાં સોનું.

વેસ્ટ લીવર જેબ ઘડી. ઠીક ટાઇમથી ૩૦ કલાક ચલતી કોઇ પણુ સવારી બંધ નથી હોતી. ગ્રાટીપ વસંત્વર્ગ સુદી ટીકાઉ તેની તેની સાથે સુંદર સુનેરી અછોડો મુફત કી. રૂ. ૭) ૬) જાદુનો સ્વદેશી રમકડાં–આવાટકામા ઉપર સુધી ભરી નાકો ભગવનના પગ લગ્ગ પીના ગિરતું નથી. કીં૦ રૂ. ૨ાા, એ લેવાથી મફત.

લખો:—પં૦ આનંદમ ગલ—મથુરાં.

